# મોહિની ઉર્ફે મરીયમ

અથવા

# ડાકુની દીકરી

**અદ્ભુત રહસ્યથી ભરપુર ડીટેક્ટીવ નવલકથા**

---




છપાવી પ્રસિદ્ધ કરનાર—

એમ. ચુનીલાલ માનચંદ બુકસેલર

[illegible]—સુરત.


---

કી. રૂા. ૧-૦-૦.

# મોહિની ઉર્ફે મરીયમ

અથવા Reg. No. 199.

# ડાકુની દીકરી

અદભુત રહસ્યથી ભરપુર ડીટેકટીવ નવલકથા

છપાવી પ્રસિદ્ધ કર્તા.

એમ. ચુનીલાલ મગનલાલ બુકસેલર.

પ્રસિધ્ધ કરવાનું ઠેકાણું-
લીમડાચોક-સુરત.

આવૃત્તી ૧લી પ્રત ૨૦૦૦ ૧૯૭૭

શ્રી સુંદર પ્રી. પ્રેસમાં છાપી. લીમડાચોક—સુરત.

કીમત એક રૂપીયો.

બર્ન-(સ્વીટઝરલાંડ)ની-ટામીનીયા વૉચ ફેકટરીમાં
બનાવેલા મજબુત ટકાઉ અને દીલપસંદ





# વૃજવૉચ-ઘડીયાળો

બીજાં ઘડીયાળોની હરીફાઈમાં પહેલો નંબર ચાલમાં રેગ્યુલર બગડવાની ધાસ્તી વગરનાં સીલવર, ગોલ્ડ કોટેડ, વીગેરે જોઈએ તેવાં હલકા-ભારી-અને નાના મોટા રાઉન્ડ, ઓકટેગોન વીગેરે છુટક તથા જથાબંધ હમારે ત્યાં હમેશાં મળશે.

વ્યાપારીઓને ભરપુર કમીશન આપવામાં આવશે.

તે ઉપરાંત મીલ, જીન, ને લગતી મશીનરી, અંગ્રેજી દવાઓ, ગ્લાસવેર, સ્ટેશનરી વીગેરે માલ ઓર્ડર મુજબ જથ્થાબંધ મંગાવી આપાવમાં આવે છે.

વૃજ વોચ, મેકરના એકલા એજન્ટ

**વૃજલાલ પ્રાણજીવનદાસ એન્ડ કો.**

ટેલીફોન નં૦ ૪૮૮૮. ૨૦ ટેમરીન્ડલેન કોટ-મુંબઇ

તારનું શરનામું-વૃજ.

# પ્રસિદ્ધ કર્તાનો ખુલાસો.

## પ્રસ્તાવના

એ કથા મુખ છે, એમ સર્વત્ર નીર્વિવાદ માનવામાં આવે છે, એટલે તે સંબંધે બેચાર શબ્દો નીવેદન કરવામાં અતિશયોકતી ગણાશે નહી, પ્રસ્તુત નવલકથા મુળ હિંદી–ગાથાનો અનુવાદ છે. **દરોગા દફતરમાં** પ્રસિદ્ધતાને પામેલી **ડાકુની દીકરી** નામની વાર્તાનું આ ભાષાંતર છે.

કથા નાયીકા, મરીયમ ઉર્ફે મોહીની એક અદભૂત સાહસ પુર્ણ હીંદુ વીરાંગના છે. તે સાહસીક છે, સત્ય વકતા છે, પ્રેમીની છે. ખુની છે, અને સતી શીરોમણી છે, આવા ગુણોનું એકજ વ્યકતીમાં અલંકૃતપણું હોવું એ એક માનવદૃષ્ટિએ આશ્ચર્ય જનક ઘટના છે.

સદર નવલકથામાં ગર્વમેન્ટ કર્મચારી બાહદુર રમસિંહની કાર્ય પ્રણાલી, માંઝી, નજુ અને ભંજનની વીરતા. ડાકુઓના દોરની વિટંબણા ઉન્માદ ભર્યાં ખોટા મોહ–પ્રેમનું પરીણામ. બંસીધારીણી રમણીનું સતીત્વ, પારકે પૈસે પરમાનંદ કરનાર વીષયલંપટ બ્રાહ્મણકુમારનો અંતઃ–ડાકુની ટોળીનો નાશ, મરીયમ ઉર્ફે મોહીનીનો ભેદ. વીગેરે વીગેરે વીષયો એવાં તો રુચીકર અને આકર્ષક છે કે એકવાર વાંચવા માંડેલું નોવેલ ફરી પુરૂ કર્યા વગર મુકવું ગમશેજ નહી.

પ્રસ્તુત ભાષાંતર ડીટેકટીવ પોલીસ નામક માસીકમાંથી મેળવવામાં આવેલું છે. જેથી અત્રે તે ડીટેકટીવ પોલીસ માસીકના અધીપતી અને માલીકનો ઉપકાર માનવો અઘટીટ ગણાશે નહીં. તેઓનો કૃતજ્ઞતા પુર્વક ઉપકાર માનીએ છીએ.

છેવટે ઇચ્છીએ છીયે કે પ્રસ્તુત નવલકથા ગુર્જર વાંચકવર્ગને સારા આદરને પ્રાપ્ત થશે. તો એજ માસીક માંહેલી બીજી અંતર્ગત નવલકથાઓ વાંચક વર્ગના કર કમળમાં સાદર સમર્પણ કરીશું. એજ નિવેદન.

રામ નવમી, }
૧૯૭૭ }

લી૦ પ્રસિદ્ધ કર્તા.

# વિષય અનુક્રમણીકા.

# મોહિની ઊર્ફે મરીયમ

અથવા

# ડાકુની દીકરી.

## પ્રકરણ ૧લું.

### ખુનની ખબર–તપાસની તૈયારી.

બાહાદુર ડીટેકટીવ રામસીંહે પોતાની કાર્યવાહીમાં ઘણું અચ્છુ નામ કાઢ્યું હતું, તેના ઉપર તેના ઉપરી અમલદારો બેહદ ખુશ રહેતા હતા. દરેક ગુંચવાડા ભર્યા કેસનું કોકડું રામસિંહને હાથેજ ઉકેલાવામાં આવતું હતું.

રામસિંહ છેલ્લી કેટલીક મહેનતથી થાકી થોડો વખત આરામ લેવા (રજા માંગવા)ના વીચારમાં હતો. તે પોતાની ઓફીસના હોલમાં બેઠો બેઠો એજ વીચાર કરી રહ્યો હતો, ટેબલપરના સરકારી કાગળને આમતેમ ઉથલાવતો હતો, એટલામાં બાજુ પર મુકેલા ટેલીફોન યંત્રમાં ટનનનન કરતો અવાજ થયો, તુરતજ રામસીંહે ટેલીફોનનું ભુંગળુ ઉંચકી કાને લગાડયું, પાંચ મીનીટ ટેલીફોનની વાતચીતમાં પસાર થઇ, ટેલીફોનમાં જે ખબર આવી તેથી રામસીંહ ચીંતાતુર દેખાતો હતો. તેણે તાકીદે પોતાનો ડ્રેસ પહેરવા માંડ્યો.

વાંચક! તું અધીરો ન થા, ટેલીફોનમાં શું ખબર આવી તે આપણે જાણવાની ખાસ જરૂર છે. કેમ. ટેલીફોન રામસીંહના ઉપરી અમલદાર તરફથી આવ્યો હતો અને તેમાં એવી મતલબ હતી કે;

"તમો તાકીદે મૈમનસિંગ જીલ્લાના માજીસ્ટ્રેટ પાસે જાઓ, તેઓએ મારી પાસે એક બાહોશ ડીટેકટીવની માંગણી કરી છે, ત્યાં એ ભયંકર ખુન થયાનાં સમાચાર મળ્યાં છે, ત્યાંની પોલીશ એ ખુનીઓનો પત્તો મેળવવાને અશક્ત છે, તમારે તાકીદે તે તરફ રવાના થવું એવો વડા સાહેબનો હુકમ છે, ખુન સંબંધેની વધુ વીગત તમો મૈમનસિંગના મેજીસ્ટ્રેટ પાસેથી સમજી લેશો.

આ હુકમ સાંભળતાંજ રામસીંહ ચીંતાતુર થયો હતો તેથીજ તેનાં મોઢાં ઉપર ઉદાસી છવાયલી દેખાતી હતી, કારણ કે તેનો એક પૂરો બેટા ભયંકર માંદગીને બીછાને હતો. તેને છોડી બહારગામ કામગીરી પર જવું. એ રામસિંહનું હૃદય કબુલતું નહોતું. જેથી એ કામ કોઈ બીજાને સોંપવાની ભલામણ કરવા તે પોતાના વડા અમલદાર પાસે ગયો.

રામસિંહનો ઉપરી અમલદાર અંગ્રેજ હતો, તે રામસિંહને જોઇ નવાઇ પામ્યો અને પૂછ્યું કે, "હજુ તમે અહીં છો! મેમન-સિંગ ક્યારે જવાના છો?"

રામસિંહે સલામ કરી પોતાના બેટાની બિમારી વિષે કહ્યું અને તેને બદલે કોઇ બીજાને મોકલવા વિનંતિ કરી, પરંતુ મામલો બહુ ગંભીર હોવાથી, સાહેબે તેને તે બદલનું સારૂં ઇનામ આપવા કહ્યું. સાથે જણાવ્યું કે આ કામ હું તમારા સીવાય બીજાને સોંપી શકતો નથી

રામસિંહે ઉપકાર સાથે સાહેબનો હુકમ માન્ય રાખી, તેમને તે સંબંધમાં વધારે વિગત પુછતાં કહ્યું કે હું આપની પાસેથી એટલુંજ જાણવા માગું છું કે આ બે ખુન કેવી રીતે થવા પામ્યાં છે, આ સંબંધમાં આપની પાસે કાંઇ કાગળો આવ્યા છે?

"નહીં," સાહેબે જવાબ આપ્યો "પરંતુ માજીસ્ટ્રેટને ખબર મળી છે કે મૈમનસિંગ જીલ્લાની હદનો કોઇ ગ્રહસ્થ શીકાર માટે હથિયારનો પાસ લેવા આવ્યો હતો તેજ મરેલો મળી આવ્યો છે. બીજું ખુન એક દરોગાનું કરવામાં આવ્યું છે. બંને ખુનના ખબર ભયંકર છે અને ખુનીનો પત્તો લગાવવો પણ મુશકેલ થઈ પડયો છે. તેટલા માટે જ એક ચાલાક અને અનુભવી ડિટેક્ટીવની જરૂર પડી છે. મેં તમોને તે કામને માટે યોગ્ય સમજી નીમ્યા છે. તમે આજને આજ અહીંથી જાઓ.

રામસિંહ જવાને તૈયાર થયો. પોતાના મકાનપર આવી તેણે" પોતાનાં બેટાની સારવાર માટે બંદોબસ્ત કર્યો અને સાંજની ગાડીમાં મૈમનસિંગ જવા રવાના થયો.

ગાડીમાં બેઠો બેઠો રામસિંહ પોતાના મનમાં વિચારતો હતો કે મૈમનસિંગ. બાકરગંજ વિગેરે સ્થળોના લોકો બહુજ વિકટ છે. તેઓ પોતાના ભેદનો જલદી પત્તો લાગવા દેતા નથી. જો તેઓ જાણી જાય કે અમુક માણુસ તેમનો ભેદ ખોલવા પાછળ પડયો છે તો તેઓ તેને જીવતો જવા દેતા નથી આવી સ્થિતિમાં ખુનીનો પત્તો લગાડવો, પ્રમાણો મેળવવાં, મુકદમો ખડો કરવો અને દેશ પાછું ફરવું એ રહેલું નથી. જણાય છે કે આમાં કોઇ મોટા માણુસનો હાથ

છે. કારણ કે, એક ગૃહસ્થના ખુન થવા સાથે દરોગાનું પણ ખુન થયું છે. પરંતુ તે એકજ માણસનું કામ જણાય છે. જો મારૂં અનુમાન બરાબર હોય તો ઘણા મુશકેલ મામલાની સામે મારે થવાનુ છે. આટલા દિવસો વીતી ગયા બાદ પત્તો લગાવવો એ કાંઈ સહેલું કામ તો નથીજ.

આ જાતનો વિચાર કરતો રામસિંહ ત્રીજે દહાડે મેમનસિંગ પહોંચ્યો. તેજ દિવસે સાંજે તે માજીસ્ટ્રેટ સાહેબને જઇ મળ્યો. માજીસ્ટ્રેટ સાહેબે તેને ત્યાંના પોલીસ ઇન્સ્પેકટરનું નામ બતાવી તેને મળવા કહ્યું. થોડા વખત પછી તે ઇન્સ્પેકટરને મકાને ગયો. ઇન્સ્પેકટરે રામસિંહને સલામ કરી બેઠક આપ્યા પછી રામસિંહે પોતાનો હેતુ દર્શાવી, ખુન સંબંધી હકીકત જાણવા ઇચ્છા દેખાડી અને તેને લગતા કાગળો જોવા માંગ્યા. ઇન્સ્પેકટરે કાગળો તેને સોંપતા કહ્યું કે, "કાગળ પત્ર કાંઇ વિશેષ નથી. જે કાંઇ મારી પાસે છે તે હું આપને આપું છું અને આ મામલા સબંધે જે કાંઈ હું જાણું છું તે કહી સંભળાવું છું. આ જીલ્લાની સરહદ ઉપર કેંડાખાલ નામનું મેદાન છે. ત્યાં કોઇ રહેતું નથી તેમ તે ખેતી કરવાના ઉપયોગમાં પણ આવતું નથી. આ પાનખર રૂતુમાં એક મોટો માણસ, માજીસ્ટ્રેટ સાહેબ પાસેથી હથીયારનો પરવાનો લઈ ત્યાં તંબુ નાંખી બે ત્રણ માસ થયાં રહેતો હતો. તેની સાથે વીસ પચ્ચીસ જેટલા માણસો હતાં. ઉપરાંત ત્રણ ચાર ઉમદા ઘોડા, એક હાથી અને ઘણા કુતરા હતા. ગયા વૈશાખ માસમાં એક દિવસે રાત્રીને વખતે કોઇએ તેનું ખુન કરી નાંખ્યું છે."

"હું આપને કેટલાક સવાલો પુછવા માગું છું." રામસિંહે કહ્યુ.

"ભલે ખુશીથી પુછો',

"આ મુકદમાની પહેલી તપાસ કોણે કરી?"

"અહીંના દરોગાએ."

"જે ઠેકાણે માર્યા ગયેલા માણસનો મુકામ હતો, ત્યાં પોલીસ ચોકી છે કે?"

"નહીં, પોલીસ ચોકી ત્યાંથી ત્રણ ગાઉને છેટે દક્ષિણ દિશા તરફ આવેલા શક્તિપુર ગામમાં છે, અને શક્તિપુરના દરોગાએજ પ્રથમ તપાસ કરી હતી."

"ત્યાર પછી આપ ગયા હતા કે?"

"જી, હા."

"આપ શા માટે ગયા હતા?"

"આ જાતના મામલામાં હું નીપુણ છું એવું મેજીસ્ટ્રેટ સાહેબ માનતા હોવાને લીધે મને મોકલવામાં આવ્યો હતો, પ્રથમ તો, શક્તિપુર જે સબ–ડીવીઝનમાં છે ત્યાંનો ઇન્સ્પેકટર ગયો હતો, પણ માજીસ્ટ્રેટ સાહેબે તે પછી મને મોકલ્યો હતો."

"આપે તે ઇન્સ્પેકટર અને દરોગા સાથે કાંઇ તપાસ ચલાવી હતી?"

"જી, નહીં. જ્યારે તેઓ બંને કામમાં લાગ્યા હતા ત્યારે હું અહીં હતો. પાછળથી હું ગયો હતો. મેં મારી સાથે શક્તિપુર ચોકીના દરોગાને પણ લીધો હતો."

"મરનારની લાશ આપે જોઈ હતી?"

"જી, નહીં."

"ખુનના વિષયમાં દરોગાએ આપને શું શું બતાવ્યું હતું?"

"બસ એટલુંજ કે, બંદુક અગરતો તમંચાની ગોળીથી ખુન કરવામાં આવ્યું હતું, બરાબર કાનની નીચે ગોળી લાગેલી હતી."

"આપ મરનારની ઉમર બતાવી શકો છો?"

"આશરે પચ્ચીશની અંદર."

"તેના મકાનનો પત્તો મળ્યો છે કે?"

"બરાબર નહીં."

"કેમ? માજીસ્ટ્રેટ સાહેબે જ્યારે તેને શીકારનો પાસ આપ્યો ત્યારે તેના ઘર સંબંધે પુછવામાં ન્હોતું આવ્યું? ફાઇલ ઉલટાવી જોવાથી તે મળી આવશે."

"ફાઇલિ પુરેપુરી તપાસી ગયા છીએ પણ મકાનનો પત્તો મળતો નથી. જ્યારે તેણે પાસ માટે અરજ કરી હતી ત્યારે કલકતા, હરિઘોસ લેનના એક મકાનનું ઠેકાણું આપ્યું હતું ત્યાંની પોલીસ પાસેથી ખબર મંગાવતા જણાયું કે તે મકાન શાહબાણુનું છે. ત્રણ ચાર વરસથી તે વસવસાટ વગરનું ખાલી પડેલું છે. શાહબાણુને ત્યાં કોઇના મરવાની ખબર મળી નથી."

"મામલો બહુ પેચીલો છે, વારૂ, પહેલાં તેણે પોતાની ઓળખ શું આપી હતી?"

"તેનું નામ શરતચંદ્ર અને જાતના બ્રાહ્મણ હતા."

"સાથે બચ્ચાં બાલાં વિગેરે કાંઇ હતું?

"કાંઇજ નહીં."

"તેની પાસે કોઇ વેશ્યા આવતી હતી કે નહીં, તે સંબંધમાં આપે કાંઈ તપાસ કરી છે કે?"

"હા, તપાસ કરી હતી પણ કાંઇ પ્રમાણ મળ્યું નહીં. બધા કહેતા હતા કે બાબુ બહુજ પવિત્ર વિચારના છે."

"અને આપના શહેરમાં પોલીસ દરોગાનું ખુન કેવી રીતે થયું? આપ અહીંના ઇન્સ્પેક્ટર છો. જરૂર આપે તે સંબંધમાં તપાસ ચલાવી હશે. તેની બરાબર સ્થિતિથી મને વાકેફ કરો."

"તે ઘણી ભેદી સમસ્યા છે. સાંભળો—"

એટલામાં નોકરે હુકકો લાવીને ડિટેકટીવ રામસિંહ સામે રાખી દીધો.



# પ્રકરણ ૨ જું.

## તપાસ, ચાલુ—ખુન પર ખુન,

હુક્કાની એક ઘુંટ ખેંચી, ધુંવાના ગોટ કહાડતાં રામસિંહે પુછ્યું, "દરોગાનું શું થાણામાંજ ખુન થયું?"

"નહીં સાહેબ, તે પોતાના મકાનમાંજ માર્યો ગયો છે."

"તેનું મકાન થાણાથી કેટલું દુર આવેલું છે?"

"એકાદ માઇલ"

"થાણાથી તેટલું દુર રહેવાનું શું કારણ?"

'જે મકાનમાં તેનું ખુન થયું છે, તે મકાન તેણે ખુન થયા પહેલાં લગભગ દસબાર દિવસ ઉપરજ ઓછી કીંમતે ખરીદી લીધું હતું. થાણાની આજુબાજુના મકાનમાં ત્યાર પહેલા તો તેઓને ભાડે રહેવું પડતું હતું.'

"તે મકાનમાં પ્રથમ કોણ રહેતું હતું?"

"બરાબર ખબર નથી, પણ સાંભળ્યું છે કે કલકત્તાનો કોઇ માણસ ત્યાં માસ બે માસ માટે આવી રહ્યો હતો."

"તેના જવા પછી તુરતમાંજ દરોગાએ તે મકાન ખરીદી લીધું?"

"જી, હા."

"તે મકાન માં તે કુટુંબ કબીલા સહીત રહેતો હતો?"

"કોણ?"

"દરોગો"

"જી, નહીં. ભાડાના મકાનમાં રહેવાની પુરતી સગવડ ન હોવાને લીધે તેના ઘરનાં કોઇ આવ્યાંજ નહોતાં, તેથી ઘરના માણસોની સાથે રહેવા માટેજ તેણે આ મકાન ખરીદયું હતું. પરંતુ કુટુંબ આવ્યા પહેલાં તો તે માર્યો ગયો."

"મરનાર દરોગાનું મુળ વતન કયું?"

"આકરગંજ"

"અંહી તે કેટલા વખતથી હતો?"

"થોડા વખતથીજ આવેલો હતો. ગયા વર્ષમાં તેણે પરીક્ષા પાસ કરી અને ત્યારથી તે અહીંજ હતો."

"તેની ચાલચલણ વિષે તમે કાંઈ જાણો છો?"

પુછપરછ કરવાથી માલુમ પડ્યું છે કે, તે કદીપણ ખરાબ લોકોના સહવાસમાં આવતો ન્હોતો, તેમજ તેણે ખોટી રીતે કોઈને પણ દુઃખ આપ્યું ન્હોતું."

"તેની ઉમર કેટલી હતી?"

"છવીસ સતાવીસથી વધારે નહીં"

"તેનું ખુન કેવી રીતે કરવામાં આવ્યું છે?"

"છાતીમાં છરો ભોંકીને"

"મકાનના કયા ભાગમાં ખુન કરવામાં આવ્યું હતું?"

"સુવાના ઓરડામાં, જણાય છે કે નિંદ્રાવસ્થામાં તેનું ખુન થઈ ગયું છે."

"ખુની આ જ ગામનો હોય તેમ તમને લાગે છે?"

"હું તો તેમાં કાંઇ કરી શકયો નથી. મારી આટલી ઉમરમાં મેં ઘણા ખુની મામલાના ભેદો ખોલી અપરાધીઓને ગીરફતાર કર્યાં છે. પરંતુ આ એ મામલામાં તો મારી અકકલ કામ કરતી નથી અને તેટલા માટેજ આપને બોલાવવામાં આવ્યા છે."

"જોઇએ છીએ કે, શું થાય છે" રામસિંહે જવાબમાં કહ્યું.

બાદ રામસિંહે મુકદમાના બધા કાગળો જોયા અને ઇન્સ્પેકટરથી છુટો પડી તે પોતાના ઉતારા પર આવ્યો.

બીજે દિવસે સવારે રામસિંહ એક સાધારણ માણસના પોશાકમાં મરનાર દરોગાના પ્રથમના મકાનપર ગયો. ત્યાં જઈ જોયું તો નીચેના એક ભાગમાં આઠ દશ માણસો સાથે રહેતાં હતાં. રામસિંહે સમજી લીધું કે તે લોકોની આ એક કલબ છે, કલબનો એક રસોઇયો હતો તમામ ખર્ચ તેઓ ભાગે પડતું આપતા હતા. રસોઇયા ઉપર એક નોકર પણ હતો. રામસિંહ એક જગ્યા પર બેસી ગયો અને નવીન બાબુને બોલાવી પુછવા લાગ્યો કે "આપનું નામ નવીનબાબુ છે?"

કહેવાની જરૂર નથી કે નવીનબાબુ તે કલબના મેમ્બર હતા અને રામસિંહે તેનું નામ કલબના નોકર પાસેથી જાણી લીધું હતું.

રામસિંહના ઉપલા સવાલનો જવાબ આપતાં નવીનબાબુએ કહ્યું.

"જી, હા."

"આપનું વતન ક્યાં છે?"

"બાકરગંજ જીલ્લામાં."

"આ મકાનમાં જે દરોગા રહે છે, તેનું વતન પણ બાકરગંજ જીલ્લામાં છે તો શું આપ બંનેનાં મકાનો પાસે પાસે છે?"

"નહીં, નહીં, પાસે પાસે તો નથી. એક જીલ્લામાં છે. મારા ગામથી તેનું ગામ લગભગ આઠ નવ ગાઉ દુર છે."

"ઠીક છે આપને તેની સાથે કાંઇ ન્યાત જાતનો સબંધ છે કે?"

"જી, નહીં. હું કાયસ્થ છું અને તે બ્રાહ્મણ હતો."

"હતો એટલે? શું તે અત્યારે નથી?" રામસિંહે અજાણ્યા થઇ પ્રશ્ન કર્યો.

"શું આપ નથી જાણતા? આપ અહીં હમણાજ આવેલા છો?"

"નહીં, હમેશને માટે તો અહીં રહેતો નથી. કોઇ કોઈ મુકદમા વખતે આવી જાઉં છું. વારૂ, શું તેમના સંબંધમાં કાંઇ માઠો બનાવ બન્યો છે?"

"તેની સાથે આપને કાંઇ પીછાણ હતી?"

"મારા એક મામલામાં તેણે ઘણી મહેનત કીધી હતી, અને તેટલા માટે હું તેને કાંઈ આપવા ચાહું છું."

"તે ક્યારની વાત છે?"

"લગભગ બે માસ પહેલાની."

"વારૂ, તો આપ રૂપચંદ દરોગાની વાત કરી રહ્યા છો ને?"

"હા, ઘણું કરીને રૂપચંદજ તેનું નામ હતું. તે આજ મકાનમાં રહેતો હતો?"

"જી. હા, તેનું તો ખુન થઇ ગયું."

"ઓ! શું દરોગાનું ખુન! ક્યાં અને કોણે તેનું ખુન કર્યું?"

"તેનો તો કાંઈ પત્તો મળ્યો નથી. શહેરમાં મોટો ખળભળાટ મચી રહ્યો છે.

"પોલીસનું ખુન થયું! તે કાંઇ સાધારણ વાત નથી. તે તો આ મકાનમાંજ રહેતો હતો! ખુન ક્યાં થયું?"

"ખુન થવા અગાઉ કેટલાક દીવસ પહેલાં તે આ મકાન છોડી એક બહુજ દુરના મકાનમાં રહેવા લાગ્યો હતો, અને તેજ મકાનમાં તેનું ખુન થઇ ગયું છે.

"રૂપચંદ તો બહુ ભલો માણસ હતો. વારૂ, તેનું ખુન કેવી રીતે થયું? આપ લોક તો તેની સાથે રહી ચુક્યા છો. શું આ બાબતમાં આપ કાંઇ પણ નથી જાણતા?"

"જી, નહીં, અમો કેવી રીતે જાણી શકીએ?

"તેના કોઇ અતલગના મિત્રનો પત્તો આપ આપી શકો છો?

"તેના અહીં કોઇ મિત્ર ન્હોતા. તે સરકારી કામકાજથી છુટો થઇ ઘેર આવતો. ત્યારે પોતાનો બધો સમય પુસ્તકો વાંચવામાંજ ગાળતો હતો.

રામસિંહે જોયું કે અહીંથી કાંઇ પત્તો મળી શકે તેમ નથી તેણે નવીનબાબુનો ઉપકાર માની ત્યાંથી ચાલતી પકડી.

રામસિંહ કલબવાળા મકાનથી નીકળી પત્તો લગાવતો લગાવતો રૂપચંદ દરોગાના નવા મકાનપર આવ્યો. જોયું તો મકાન ખાલી છે. કોઇપણ જાતનો માલ અસબાબ નથી. મકાનનો દરવાજો ખુલ્લો પડેલો છે. રામસિંહ અંદર જોવા લાગ્યો, તેજ વખતે એક માણસ રસ્તાપર ચાલ્યો જતો હતો. રામસિંહને આમ દરવાજામાં અંદર જોતો ઉભો રહેલો જોઇને તેણે પુછ્યું, "આપ કોને શોધો છો?

"હું કલકત્તાથી આવ્યો છું.

"કલકત્તાનોજ કોઇ માણસ અહીં રહેતો હતો, જણાય છે કે આપ તેનીજ શોધમાં છો.

"આપનું અનુમાન બરાબર છે. હું તેનીજ શોધમાં છું. તે મારો મિત્ર છે. હું કામકાજ માટે અત્રે આવ્યો છું પણ ઉતરવાનું ઠેકાણું મળતું નથી. તેની સાથે મુલાકાત થયા પછી કાંઇને કાંઈ વ્યવસ્થા જરૂર થઈ જશે. તે આ વખતે ક્યાં હશે, તે આપ જાણો છો?

"નહીં સાહેબ, હું તેને લગતી કાંઇપણ ખબર જાણતો નથી. હા, એટલું જાણું છું કે તે અહીં નથી.

"આ મકાન છોડી શું તે અહીંથી ચાલી ગયો છે? આપ સાચેસાચું કહો છો?

"હા, ખરૂંજ કહું છું. તે અહીંથી ચાલી ગયો છે, તેના જવા પછી રૂપચંદ દરોગાએ આ મકાન ખરીદી લીધું અને આ મકાન માંજ તેનું ખુન થઇ ગયું.

"ખુન કોણે કર્યું?

"ભલા, તે હું કેવી રીતે કહી શકું, જ્યાં પોલીસની અકકલ પણ કામ કરતી નથી તો તેનો પત્તો હું કેવી રીતે મેળવી શકું?

"આ મકાન કોનું હતું?

"અહીંના પ્રખ્યાત ગુરૂબાબુનું.

"એટલું કહી તે માણસે પોતાનો માર્ગ લીધો. રામસિંહ નજીકની એક દુકાનપર બેસી ગયો. દુકાનદારે તેને પુછ્યું "આપ ક્યાં રહો છો.?

"કલકત્તામાં" રામસિંહે જવાબ આપ્યો.

"અહીં કેવી રીતે આવવું થયું?

"આ મકાનના માલીકને મળવા આવ્યો હતો. પરંતુ હવે સાંભળું છું કે તે તો અહીંથી ચાલ્યો ગયો છે.

"શું, આપ માણેકલાલજીના સંબંધી છો?

"નહીં, પણ તે મારો મિત્ર છે,

"તે બહુજ ભલો માણુસ છે, જે દિવસે તે જવાનો હતો, તેજ દિવસે તેણે અમારી દુકાનનો પાઇએ પાઈનો હિસાબ ચુકવી આપ્યો હતો."

'તે ક્યાં ગયો છે તે આપ જાણો છો?

"તેણે કહ્યું હતું કે હવે હું દેશ તરફ જાઉં છું.

"તે અહીં શું કામ કરતો હતો?

"તેની કાંઇ ધંધો રોજગાર કરવાની ઇચ્છા હતી. પરંતુ જતી વખતે તેને મોહડેથીજ સાંભળ્યું કે વેપાર રોજગાર કાંઇ જામ્યો નહીં.

"હું એક વાત આપને પુછવા માગુ છું:—માણેકલાલની ચાલ ચલગત ઘણી વાંધાભરી હતી. ઘરના લોકો સાથે તેથી હંમેશ ઝઘડા થતા હતા, અને તે કારણને લઇનેજ તે અહીં આવ્યો હતો અહીં તેની ચાલચલગત કેવી હતી?

"તમે આ શું કહો છો, શું આવા સારા માણસોને પણ દોષીત કહેવામાં આવે છે?

"આજકાલ શ્રીમંતોના છોકરાઓને "શરાબ અને રંડી" વિના ચેન પડતું નથી.

"અહીં તો અમે કદી પણ તેને આવા ખરાબ કામ કરતાં જોયો નથી. તે લગભગ આખો દિવસ અહીં બેસી વીતાડતો હતો પરંતુ કદી પણ તેના મ્હોડેથી શરાબ કબાબનું નામ સાંભળ્યું નથી.

રામસિંહ નિરાશ થઇ ત્યાંથી ઉઠયો. દુકાનથી થોડે છેટે જતાં તેના ચ્હેરા પર ચિન્તા જણાવા લાગી. બે ખુન થઇ ગયાં. બંનેની ચાલચલણમાં દોષ નથી. માણેકલાલ પણ નિર્દોષ નીકળ્યો, કેવો મામલો છે? રામસિંહ વિચારવા લાગ્યો કે જેટલાં ખુન થાય છે તે ઘણું કરીને સ્ત્રી અગર તો ધન દોલતને માટેજ થાય છે. સ્ત્રીવાળા મામલામાં વિશેષ ખુન થાય છે, પરંતુ અહીંનો મામલો તો કાંઇક અજબ છે. કેંડાખાલવાળા મેદાનમાં જે ગ્રહસ્થનું ખુન થયું તેનું ઠેકાણું હરીઘોષ સ્ટ્રીટ—કલકતા બતાવવામાં આવ્યું હતું. ઠેકાણું આપતી વખતે કલકતાની પોલીસનું સરટીફીકેટ તેણે રજુ કરેલું હતું, પરંતુ અત્યારે તો માલુમ પડે છે કે, તે ગ્રહસ્થનું ત્યાં નામ નિશાન પણ નહોતુંમાત્ર એટલુંજ નહીં પણ જે મકાનનો નંબર લખાવામાં આવ્યો હતો તે ઘણા વખતથી ખાલી પડયું છે. ત્યારે પોલીસે તે સરટીફીકેટ

કેવી રીતે આપ્યું? મરનારે પોતાનું નામ ઠેકાણું છુપાવ્યું હતું, તે યુક્તિ શું તેણે પોતાને મરવા માટેજ રચી હતી? જો એમ માનીએ કે, તેણે આત્મઘાત કર્યો હોય, તો કલકત્તાથી આટલે દુર સુધી આવવાનું શું કારણ? તેના તંબુઓ, માણસો, હાથી, ઘોડા વિગેરેનો વિચાર કરતાં, તે એક મોટો શ્રીમંત હતો તે શીકાર કરવાને માટે આવ્યો હતો પરંતુ તેનો ખુદનો શિકાર થઇ ગયો! કેવાં ભેદથી ભરપુર આ મામલો છે?

હવે રૂપચંદ દરોગાનું ખુન કેમ થયું, કેવી રીતે થયું. કોણે કર્યું તેનો પત્તો લાગતો નથી. એક ભેદ એ છે કે રૂપચંદની પહેલાં જે માણસ તે મકાનમાં રહેતો હતો તે કલકત્તા વાસી હતો. ગમે તેમ હોય પણ આ મામલો કલકત્તા સાથે ઘણો ગાડો સંબંધ ધરાવેછે;

એમ સોચતો વિચારતો રામસિંહ ગુરૂબાબુના મકાનની સામે આવી પહોંચ્યો. દરવાજા પર દરવાન ઉભો હતો. રામસિંહે તેને પુછ્યું, "ગુરૂબાબુનું મકાન આજ કે?"

"જી, હા સાહેબ." દરવાને જવાબ આપ્યો.

"તમારો મુનીમ અહીં છે કે?

"કોણ મુનીમ?

"જે હિસાબ કિતાબ રાખે છે તે.

"અમારા બાબુને એક ગુમાસ્તો છે અને તેજ હિસાબ રાખે છે. તેની સાથે આપને કામ છે? અને જો તેમ હોય તો અંદર આવો.

રામસિંહ દરવાનની સાથે બેઠકમાં આવી પહોંચ્યો. ત્યાં મુનીમ એક ફાટેલી ચટાઈ ઉપર બેસી આંગળીઓની મદદ વડે હિસાબ ગણી રહ્યો હતો સામે બે ખેડુતો અંદરો અંદર ગુસપુસ કરી રહ્યા હતા. એક નોકર હુક્કાની ચીલમ ભરતો હતો. મુનીમે ડિટેક્ટીવને જોઇ પોતાની આંખપરના ચશ્મા ઉતાર્યા અને તેને યોગ્ય આવકાર આપી બેઠક લેવા કહ્યું.

પાસે પડેલી એક ખુરશી ઉપર રામસિંહે પોતાની બેઠક લીધી. અને મુનીમ તરફ ફરી તેણે કહ્યું. "આપને હું એક વાત પુછવા માગું છું.

"ભલે ખુશીથી પુછો. મુનીમે જવાબ આપ્યો.

"આ શહેરની પુર્વ તરફ આપનું કોઈ મકાન હતું કે?

"જી, હા, પણ તે તો અમે વેચી નાંખ્યું છે.

"કોણને વેચાતું આપ્યું?

"રૂપચંદ દરોગાને.

"રૂપચંદનું તે મકાનમાં ખુન થયું તે આપ જાણો છો?

"હા, સાંભળ્યું છે, શું આપ પોલીસ છો?

"માની લ્યો કે પોલીસજ છોએ.

મુનીમનું નામ રામતનું ઘોષ છે. રામસિંહને પોલીસ સમજતાંજ તે ઉભો થઇ ગયો. નોકરને હુકકો લાવવાનું કહી તેને પોલીસના આવવાની ખબર વડા બાબુને આપવા મોકલ્યો. બડાબાબુ તુરતજ આવી પહોંચ્યા અને રામસિંહ સાથે સવાલ જવાબ કરવા લાગ્યા.

નોકરે હુકકો લાવી ડિટેકટીવ રામસિંહની સામે રાખી દીધો. રામસિંહ હુકકો પીતો પીતોબડાબાબુ સાથે વાતચીત કરવા લાગ્યો. તેણે બડાબાબુને કહ્યુ. "મારા આવવાથી આપને વિશેષ તકલીફ નહી થશે. આપને થોડા સવાલો પુછી હું જવા માગું છું.

'ભલે જે કાંઇ પુછવું હોય તે ખુશીથી પુછો.

"આપના મકાનનો રૂપચંદ દરોગા સીવાય બીજો કોઇ ગ્રાહકહતો?

''જી, નહી, અમારા એક મુકદમાને લીધે રૂપચંદ દરોગા સાથે અમને ઓળખાણ થઇ. તે વખતે અમારી મકાન વેચવાની મરજી હતી. રૂપચંદે તે મકાન ખરીદવાની ઇચ્છા દર્શાવી અને અમોએ તે મકાન તેને વેચાતું આપ્યું.

"જે મુકદમાને લઇને રૂપચંદ આપના સંબંધમાં આવ્યો તેમાં આપને લાભ મળ્યો ?

"જી, ના. હારી ગયા.

"મુકદમો કોણની સામે હતો.?

"મ્યુનીસીપાલીટી સામે. અમારી જમીન મ્યુનીસીપાલીટી પોતાની સત્તા નીચે લેવા માંગતી હતી અને ઝઘડાનું મુળ કારણ તેજ હતું.

"શું રૂપચંદે તે સંબંધમાં આપની કાંઇ વિરૂદ્ધમાં રીપોર્ટ કર્યો હતો?

"નહીં, નહીં. તે તો બહુ ભલો મણુષ હતો. તેણે તો બધો સાચે સાચો અહેવાલ લખ્યો હતો."

"હવે એક વાત પુછું છું અને તે એ કે, આપના તે મકાનમાં જે ભાડુત રહેતો હતો તે ત્યાંથી ક્યારે ચાલ્યો ગયો ? મકાન વેચવા પહેલાં કે પછી ?

''નહીં, તે પહેલાંજ નીકળી ગયો હતો, અને ત્યાર પછી મકાન વેચી નાંખવામાં આવ્યું.

"ત્યાં જે એક બાબુ રહેતો હતો તેનું નામ અને ઠેકાણું આપ જાણો છો ?

"તેનું નામ માણેકલાલ અને તે કલકત્તાનો રહેવાસી હતો.

"કલકત્તામાં કઇ જગ્યાએ ?

"તે તો હું નથી જાણતો, અને જાણવાની જરૂર પણ ન્હોતી. ફક્ત એટલુંજ જાણું છું કે તે કલકત્તામાં રહેતો હતો.

"માણેકલાલની ચાલચલણુ કેવી હતી? આપ કાંઈ તે વિષે જાણો છો?

"તે તો હું કંઇ નથી જાણતો. આજ દિવસ સુધીમાં તેની માત્ર બે વખત મુલાકાત થઇ હતી, અને તે પણ ઘણા થોડા વખત માટે હા એટલું તો હું ખાત્રીથી કહું છું કે, તે બધા માણુશો સાથે નમ્રતાથી વર્તતો હતો.

રામસિંહ હવે બીજું શું પુછે? તેણે ચીપીચીપીને, ફેરવી ઉલટાવીને બારીક પ્રશ્નો પુછ્યા છતાં પણ જ્યારે કાંઈ ન વળ્યું. ત્યારે તે ત્યાંથી વિદાય થઇ માજીસ્ત્રેટ સાહેબના બંગલાપર આવી પહોંચ્યો. ત્યાં ઘણા વખત સુધી વાતચીત થઈ. છેવટે રામસિંહે કહ્યું, "આવી સ્થિતિમાં કેંડાખાલના મેદાનમાં એક વખત જઈ આવવું એ મારા ખ્યાલથી મને ઠીક લાગે છે; મારે બે અનુભવી કોન્સ્ટેબલોની જરૂર પડશે. હું આજેજ સાંજના રવાના થઇશ."

સાહેબે રામસિંહને બે કોન્સ્ટેબલો આપ્યા. સાંજને વખતે રામસિંહ અને તે બંને કોન્સ્ટેબલો પોતાના પોશાક બદલીને કેંડાખાલના મેદાન તરફ જવા રવાના થયા.

# પ્રકરણ ૩ જું.

## નવું અજવાળું-મરિયમ.

કેંડાખાલનું મેદાન મૈમનસિંગથી આશરે ૪૦ ગાઉ દુર છે. કેંડાખાલ ખરી રીતે એક પાણીના વહેળાનું નામ છે, જે બ્રહ્મપુત્રા નદીમાંથી નીકળે છે. ચૈત્ર વૈશાખ માસમાં આવા વહેળાઓ સુકાઇ જાય છે, પરંતુ ચોમાસામાં તેમાં પાણી ભરપુર ભરાઇ જાય છે. તેની આસપાસ માણુસ જાતની વસ્તીનું બીલકુલ નામ નિશાન નથી.

રામસિંહ, બંને કોન્સ્ટેબલો સાથે કેટલાક દિવસે અહીં આવી પહોંચ્યો. ત્યાંથી પ્રથમ તે શક્તિપુરના દરોગાને મળ્યો. દારોગાએ તેની ખુબ આગતા સ્વાગતા કરી. રામસિંહના ખાણા માટે પણ બહુજ સારી વ્યવસ્થા કરી તેને જમાડયો. એ રીતે ખાણાથી ફારેગ થયા પછી દરોગા અને રામસિંહની વચ્ચે મુકદમાને લગતી વાતચીતની શરૂઆત થઇ.

રામસિંહે પુછયું. "મરનારની ઉમર વિગેરે બાબતો મૈમનસિંગના ઇન્સ્પેકટર પાસેથી મેં જાણી છે. આપને એટલુંજ પુછવાનું

છે કે, જે માણુસો મરનારની સાથે હતાં તે બધાં હાલ કયાં છે.? "

"તેમાં જેઓ મુખ્ય માણુસો હતાં તેઓ બધાંને હવાલતમાં કેદ રાખવામાં આવ્યાં છે."

"મરનાર ગૃહસ્થના ઠેકાણાં વિષે આપે તેઓ પાસેથી કાંઈ જાણ્યું છે ?"

"જી, નહીં. ઘણી કોશીશો કરવા છતાં તેની પાસેથી કાંઇ પણ પ-તો મળી શકયો નહીં."

"તેઓ શું કહે છે ?"

"તેમનું કહેવું એમ છે કે અમે બધા કલકત્તાની જાન બજારમાં તે બાબુને ત્યાં નોકર હતા."

"ત્યાં કાંઇ તપાસ થઇ હતી ?"

"જી, હા. થઇ હતી."

"તપાસ કરવા માટે કોણુ ગયું હતું ?"

"હું અને અમારા ઇન્સ્પેકટર સાહેબ."

"ત્યાં જઇ, આપ બંનેએ શું જાણ્યું ?"

"જાન બજારવાળા મકાનમાં મરનાર ભાડે રહેતો હતો. અને ત્યાં તેણે હાથી, ઘોડા વિગેરે ખરીદયા હતા."

"ત્યાંથી કાંઇ નવી વાત જાણુવામાં ન આવી ?"

"તેની સાથે જે માણુસ કાયમને માટે રહેતો હતો, તેને મેં અહીંજ રાખ્યો છે. કહો તો બોલાવી આપું."

"હા. તેને હમણુાજ બોલાવી આપો."

ફ્રોગાનો હુકમ થતાંજ એક કોન્સ્ટેબલે હવાલતમાંથી તે માણુસને લાવી હાજર કર્યો.

તે આવનાર માણુસની ઉમર લગભગ ૪૦ વર્ષની હતી. તે દેખાવમાં સારો માણુસ જણાતો હતો. રામસિંહે તેને પગથી તે છેક માથા સુધી જોઇને પુછ્યું. તમારૂં વતન કયાં છે ?

જેસોર જીલ્લામાં.

જે બાબુનું તે દિવસે ખુન થયું, તેની સાથે તમારે પહેલ વહેલી મુલાકાત કયાં થઇ ?

કલકત્તામાં.

તમારૂં નામ શું છે ?

મારૂં નામ મથુરાનાથ છે.

કલકત્તામાં તમે શું કામ કરતા હત ?

જાન બજારમાં મારી તંબાકુની દુકાન હતી. તે અરસામાં

બાબુસાહેબ સાથે મારે મુલાકાત થઇ અને તેણે મને માસીક ત્રીસ રૂપીયાના પગારથી નોકર રાખી લીધો. ત્યારથી મેં દુકાન ઉઠાવી લીધી અને તેની સાથે રહેવા લાગ્યો.

હું તમને થોડાક સવાલો પુછવા માગું છું. તેના જો બરાબર ઉત્તર આપશો તો તમારા શેઠના ખુનીનો પત્તો લાગી જશે અને તમો લોકોનો છુટકારો પણ થઇ જશે.

સાહેબ, દુકાનમાં મહેનત કરવાથી જે વીસ પચ્ચીસ રૂપીયા મળી જતા હતા, તે અત્યારે બહુજ સુખના લાગે છે કારણ કે તે સ્થિતિમાં મારી વૃદ્ધ માતા, સ્ત્રી, અને બાળ બચ્ચાંને આટલાં દુર છોડવાનો વખત ન આવત. હવે કોણ જાણે હું કયારે તેઓને મળીશ. એટલું કહી તેણે લાંબો નિશ્વાસ ખેંચ્યો.

જો ખુની પકડાઈ જાય તો પછી તમારા છુટકારા માટે બિલકુલ વિલંબ નથી. પણ જો કાંઇ પત્તો ન મળ્યો તો કેદખાનામાં સડવું પડશે. માટે જે પુછું તેનો બરાબર જવાબ આપો.

ભલે ખુશીથી પુછો. જેટલા આવે છે તે બધા એજ પ્રશ્ન કરે છે પણ કોઇ ખુનીના પકડાઇ જવાની ખબર નથી સંભળાવતું. આપ આવ્યા છો તો આપ પણ પુછપરછ કરી જાઓ. હું જાણું છું તે કહી આપીશ.

મથુરાનાથની વાતચીતના ઢંગ ઉપરથી તે બીલકુલ બેગુનાહ સાબીત થાય છે. રામસિંહની પણ તેવીજ ખાત્રી હતી; તો પણ તેણે તેને પુછયું. તમારો શેઠ કોઈ દિવસ કોઇ પણ સ્ત્રીને ત્યાં જતો આવતો હતો ?

આવા મેદાનમાં તે ભલા સ્ત્રી કયાંથી આવે ? જયારથી અમે તેમની સાથે છીએ, ત્યારથી તે છેક આજ સુધી તેની ચાલચલણમાં કાંઈ પણ કલંક મેં આંખે જોયો નથી તેમ કાને સાંભળ્યો નથી.

વારૂ, જ્યારે તે કલકત્તામાં હતો ત્યારે એવી કોઇ વાત તમે સાંભળી હતી ?

ત્યાંની સ્થિતિની તો ઇશ્વરને ખબર, જે દિવસે તે કલકત્તાથી નીકળ્યા, તેજ દિવસથી હું તેના સહવાસમાં આવ્યો.

તમારો શેઠ શું અહીં કોઇ સ્ત્રીને સાથે ન્હોતો લાવ્યો ?

જી, નહીં.

અહીં હંમેશ તે શું શું કામ કરતો હતો ?

તેના વખતનો મોટો ભાગ તો પુસ્તકો વાંચવામાંજ પસાર થતો હતો. કોઇ કોઇ વખતે તે શીકારને માટે બહાર નીકળતા હતા.

શીકારને વખતે તેની સાથે કોણ કોણ રહેતું હતું ?

ત્રણ શીકારીઓ હતા અને તેઓજ તેની સાથે જતા હતા. કોઇ કોઇ વખતે હુ અગર તો કોઇ બીજો માણુસ તેમની સાથે જતો હતો.

કદી બીજે ક્યાંથી પણ જતા હતા કે ?

જી નહી, બીજે જાય કયાં ? હા, કોઇ વખત તે કાળા રંગના ઘોડા ઉપર સ્વાર થઇને એકલા જંગલમાં નીકળી જતા હતા અને એક પહોર રાત વીતી ગયા પછી પાછા ફરતા હતા.

શું તે એકલાજ જતા હતા, સાથે કોઇ નોકર ચાકર રહેતો ન્હેતો ?

જી, નહી. સાથે કોઇ રહેતું ન્હોતું અને તે કોઇને સાથે લઈ જતા પણ ન્હોતા.

રામસિંહના મનમાં હવે કાંઇક આશા બંધાઇ. તેણે મથુરાને કહ્યું. તમારા લોકોમાંથી કોઇએ પણ જંગલમાં જઇ તમારા શેઠનું આવવા જવાનું સ્થાન જોયું હતું ?

નહીં, એવી કાંઇ જરૂર ન્હોતી પડી કે જેથી અમે તેની પાછળ પાછળ જઇ તે સ્થાનનો પત્તો લગાવીએ.

તમારા મુકામની કઇ બાજુએથી તે જંગલમાં દાખલ થતા હતા ?

બરાબર ઉત્તર તરફ સાગવાનનું જંગલ છે. ત્યાંથી એક ન્હાની કેડી એક ઘોર જંગલમાં ગયેલી છે, અને તેજ રસ્તેથી તે જતા હોવા જોઇએ.

રામસિંહે ફરોગા તરફ ફરીને કહ્યું. તેનાં ઘોડા વિગેરે કયાં છે ?

બધા ઘોડા, હાથી અને કુતરા વિગેરે મૈમનસિંગ મોકલી દેવામાં આવ્યા છે.

રામસિંહે બીજી કોઇ વાત પુછી નહીં, કેદીને રવાના કરી, તે અને ફરોગો આપસ આપસમાં વાતચીત કરવા લાગ્યા. તે દિવસ રામસિંહે ત્યાંજ ગાળ્યો. સાથેના કોન્સ્ટેબલોને ત્યાં છોડી બીજે દિવસ રામસિંહ ત્યાંથી વિદાય થયો.

શક્તિપુરના થાણા અને મરનાર બાબુના મુકામ વચ્ચે સાત આઠ માઇલનું અંતર હતું.

ડિટેક્ટીવને પોતાનો વેશ બદલવાની વખતો વખત જરૂર પડે છે. રામસિંહ કલકત્તાથી રવાના થયો તે વખતે તેણે પોતાની સાથે સન્યાસીનો પોશાક પણ લઇ લીધો હતો. શક્તિપુરના થાણામાંથી રવાના થઈ તેણે આખા શરીર પર ભસ્મ ચોળી; માથા પર જટા ધારણ કરી, હાથમાં એક લાંબો લોઢાનો ચીપીયો લઇ એક આબાદ સન્યાસી બની ગયો. અને તે એકાન્ત બિયાબાન જંગલમાં ઇશ્વરનું ભજન ગાતો રસ્તો કાપવા લાગ્યો.

તંબુવાળી જગ્યા પાસે આવી તેણે જોયું તો, ત્યાંથી થોડે છેટે

સાગવાનનું એક અઘોર જંગલ દૃષ્ટિની ગતિને રોકી રહ્યું છે. તેણે વિચાર્યું કે, મથુરા તરફથી કહેવામાં આવેલું જંગલ આજ છે. રામસિંહ પોતાના ધારણ કરેલા વેશમાં બેધડક થઇ તે તરફ ચાલ્યો. જંગલની પાસે પહોંચ્યો. પેથી સાંકડી કેડી પણ મળી આવી. રામસિંહ તે સાંકડે રસ્તે ચાલવા લાગ્યો. ઘોર જંગલ ધીમે ધીમે વધારે અંધકારમય થતું ચાલ્યું. રસ્તો એવો વાંકો ચુંકો હતો કે જો તેને સાપની વક્ર ગતિની ઉપમા આપવામાં આવે તો કાંઇ અતિશયોક્તિ કરી કહેવાય નહીં. કોઇ કોઇ ઠેકાણે ઝાડની ડાળીઓ અને પાંદડાથી રસ્તો લાંબા વિસ્તારમાં ઢંકાઇ ગયો હતો. રામસિંહ આ ભયાનક જંગલની દીલ ધ્રુજાવનારી ક્રુરતા સામે હિંમતી થઇને રસ્તો કાપવા લાગ્યો. થોડો વખત ચાલવા પછી એક સુંદર વહેતી નદીની પાસે તે આવી પહોંચ્યો.

આટલે દુર આવવા છતાં પણ જ્યારે ડિટેકટીવે માણસ જાતનું નામ નિશાન ન જોયું, ત્યારે તેનાથી વધારે આગળ જવાનું નિર્થક સમજી એક ઘટાદાર ઝાડની નીચે નદીના કીનારા પર જઇને તે બેઠો. નદીની મંદ મંદ વહેતી લેહરો નિહાળીને પોતાનો થાક દુર કરતો રામસિંહ ચોતરફ નજર ફેંકી રહ્યો છે. સઘળી દિશાઓ તેને અંધકારમય જણાવા લાગી. તે મનમાં વિચારવા લાગ્યો.—આવો કેસ કોઇએ પોતાની આંખે જોયો નહીં હશે. બે માણસો માર્યા ગયા—અને મોટા કુટુમ્બના—વળી આ તો કોઇ વિચીત્ર માણસ હતો. હાથી, ઘોડા, નોકર, સવારોની સાથે શિકાર ખેલવા આવ્યો અને તે કયાંથી આવ્યો, કેવી રીતે આવ્યો તે કોઈ જાણતું નથી. ઘણાં ઘણાં ખુની મામલાનો પત્તો લગાડયો, પરંતુ આવો ભેદી મામલો ક્યારે પણ સામે આવ્યો નહોતો. બીજી જગ્યાએ તો ખુનીના ઘરબારનો પત્તો મેળવવાનું હોય છે, પણ અહીં તો તેનાથી ઉલટું જેનું ખુન થયું છે તેના નામ ગામનો પત્તો લગાવવાનો છે. જાન બજારમાં રહેવા છતાં હરિઘોસ સ્ટ્રીટનું ઠેકાણું લખવામાં આવ્યું અને પોલીસે પણ તે ખાલી મકાનનું સર્ટીફીકેટ રજુ કરી દીધું! કેવો અદભુત બનાવ!

એકાએક રામસિંહની નજર એક નવીન સ્ત્રી પર પડી. આવી ઉજડ જગ્યામાં આ સ્ત્રી કયાંથી આવી? સ્ત્રીની ઉમર આશરે ચોવીસ વર્ષની જણાતી હતી. તે અંગોળ કરતી હતી. તેનું શરીર ભરેલું અને સુંદર હતું. તેના દરેક અવયોમાંથી સુંદરતા ટપકતી હતી.

રામસિંહ ભારે ઉત્સાહ અને આનંદમાં આવી ગયો. તેને ઘણી અજાયબી ઉપજી. તે મનમાં બોલી ઉઠયો:—હેં! આ જંગલમાં સ્ત્રી કયાંથી! શું મારી મહેનત અહીં સફળ થશે?

રામસિંહે તે સ્ત્રીની નજરે ન પડવાનું ડહાપણ ભર્યું સમજી ઝાડની આડમાં છુપાઈ ગયો. ત્યાંથી તે સ્ત્રીની હિલચાલ જોવા લાગ્યો. તેની ખુબસુરતી એક રાજ્યવંશી જનાનાની મહારાણીને શરમાવે તેવી હતી. તે હવે રાજહંસણીની માફક નદીના સુનિર્મળ નીરમાં તરવા લાગી. પણ તે પાણીમાં વધુ વખત ન રહી. જલદીથી બહાર નીકળી એક માટીના ઘડામાં તેણીએ પાણી ભરી ભીંજાયેલા કપડા સાથે તે ચાલતી થઈ. ડિટેકટીવ રામસિંહ પણ થોડે થોડે અંતરે છુપાતો ભરાતો તેની પાછળ ચાલ્યો.

થોડે દુર જવા પછી તે સુંદરી એક અઘોર જંગલમાં દાખલ થઇ. ત્યાં ન્હાની ન્હાની ઘણીક ઝુંપડીઓ હતી. એકમાં એક બુઢી બેઠી બેઠી કાંઇ કામકાજ કરતી હતી.

રામસિંહ તેની સામે ન ગયો, ત્યાંથી થોડો પાછો હઠી ગયો. થોડીવાર સુધી વિચાર કરતો રહ્યો કે હવે શું કરવું ? પેલી સુંદરીના દેખાવ અને ઘાટઘટમ ઉપરથી તે કયા દેશની અને કઇ જાતની હતી તેનું અનુમાન કરવું મુશકેલ થઇ પડયું. રામસિંહે વિચાર કર્યો કે બનવાજોગ છે કે આ સ્ત્રીજ પેલા શ્રીમંત બાબુના ખુનનું કારણ હોય. સ્ત્રીના રૂપ લાવણ્યથી મોહ પામીને કદાચ તે અહીંયા આવતો હોય તો શું નવાઇ ? આ પ્રકારે તે અહીં હંમેશ આવતો જતો હોય, અને તેથી આ સ્ત્રીના કોઇ સગા સંબંધીને ખરાબ લાગ્યું હોય તો શું આશ્ચર્ય ? બનવાજોગ છે કે, આ સ્ત્રીના કોઈ સંબંધીએ તે બાબુને મારી નાંખ્યો હોય. પરંતુ જો તેમ હોય તો પછી તે પોતાના નામ ગામ ખોટા બતાવીને અહીં શું કામ આવે ? વળી તે કોઇ સાધારણ મનુષ્ય નહોતો. તે ધારે તો તેણીને પોતાનાજ મુકામ પર બોલાવી શકે. જે હોય તે છતાં એટલું તો ચોકસ કે, રામસિંહના નિરાશ હૃદયમાં હવે આશાના કિરણો ઝબકવા લાગ્યા. કેટલોક વિચાર કરવા પછી છેવટે તે ઝુંપડી તરફ ચાલ્યો.

બુઢી સ્ત્રીએ સન્યાસીને આવતો જોઇને વિસ્મિત ભાવથી સાદ કર્યો:—મરિયમ.

આ સાદ સાંભળતા બાજુની ઝુંપડીમાંથી પેલી યુવતી બહાર આવી અને બોલી:—શું છે ?

એક સન્યાસી બાવા આવ્યા છે. બુઢીયાએ કહ્યું.

સન્યાસી બાવા ઉર્ફે રામસિંહ ડિટેકટીવે જોયું કે, પેલી નદી પરની મનમોહન સુંદરી બહાર આવીને ઉભી છે. આ સ્ત્રીનું નામ મરિયમ છે. રામસિંહે ભેજાનું દહીં કરી નાખ્યું, પરંતુ તેની સમજ

કે યાદમાં આ વાત ન આવી કે, **મરિયમ** એ કઈ ભાષા યા કયા દેશનો શબ્દ છે.

છેવટે આવી સ્થિતિમાં વધુ વિચાર કરવાનું યોગ્ય ન સમજી તેણે તે બુઢીયાની સમક્ષ જઇ કહ્યું:—માઇ, કાંઇ ખાવાનું આપશો, ભુખ લાગી છે.

મરિયમ સન્યાસી બાવાની નજીક આવી, તેની મુખમુદ્રા નિહાળી સ્હેજ મ્હોડું મલકાવી બોલી:—આપ રજપુત છો ?

હમે તો સાધુ છીએ, રજપુત કહો યા બ્રાહ્મણ કહો, હમારી દ્રષ્ટિમાં તો સઘળો સંસાર સમાન છે.

આપ કયાંથી આવો છો ?

માઇ, એ તરફ **ચન્દ્રનાથની** જાત્રા પર ગયો હતો ત્યાંથી ભૂલતો ભટકતો અહીં આવી પહોંચ્યો છું.

પણ આપને આ સન્યાસ ગ્રહણ કરવાને બે ચાર દીવસથી વધુ વખત થયો ન હોય તેમ જણાય છે. હજુ પગમાં જોડાના ડાઘ પણ મોજુદ છે.

નહીં, હું લગભગ દસ વર્ષથી આ આશ્રમમાં છું.

હા, તેમ પણ હોઈ શકે. એકદમ આમ ઉન્નતિ થવી પણ મુશકેલ છે અગાઉ તો કદાચ ગલીએ ગલીએ હાંક મારીને ઘુમવું પણ પડયું હશે. ચાલાક મરિયમે ભરમમાં તાણો માર્યો.

આ સાંભળતાં રામસિંહ સહમસમી ગયો, તે મનમાં બોલ્યો. રમણી ઘણી ચતુર છે, તેણી મારો ભેદ અવસ્ય પામી ગઇ છે. આવી સ્ત્રીનું રહેઠાણ જંગલમાં કદી પણ હોઇ શકે નહીં. હોય ન હોય, પણ અવસ્ય આ કલકતાની રહેવાવાળી કોઇ બુદ્ધિશાળી અને ચારિત્રવાન યુવતી છે. તો પણ મારે મારો ભેદ ખોલવો ઠીક નથી. આવો ઝડપી વિચાર કરી લઇને તે બોલ્યો:—હમે સન્યાસી છીએ, હમારી ઠઠ્ઠા—મશકરી ન કરો. માઇ, ભુખ લાગી છે, કાંઇ ખાવાનું હોય તો આપો.

સારૂં, તો આપ શું ખાશો ?

વેશધારી સન્યાસીએ કહ્યું:—કદાચ તું સમજી ગઇ છો કે હમે રજપુત સન્યાસી છીએ. રજપુતોને માટે યોગ્ય હોય તેવા આહારથી હમે પ્રસન્ન થઇશું.

મરિયમ બોલી—સન્યાસી છો કે નહીં તે તો ઇશ્વર જાણે, હું એટલું તો જરૂર સમજું છું કે, આપ રજપુત છો.

રામસિંહને વધુ વાદવિવાદ કરવાનું ઉચિત ન લાગ્યું. મરિયમે રસોઇને માટે સીધુ લાવીને સામે મુકયું. રામસિંહે પોતાને હાથે રસોઇ બનાવી અને ઇચ્છાનુસાર ભોજન કર્યું. બુઢીયા અને મરીયમે

પોતા માટે અલગ રસોઈ પકાવી. રામસિંહ ભોજન કરતો હતો, તેવામાં મરિયમ એક થાળીમાં તરકારી લઈ આવીને સન્યાસીને પીરસવા લાગી, કે તુરતજ રામસિંહે તેણીને અટકાવીને ના પાડી. મરિયમ બિચારી લજ્જિત થઇને પાછી ચાલી ગઇ, પરંતુ તેણી જતાં જતાં લાંબા નિશ્વાસ સાથે એટલું બોલતી ગઈ કે—આહ ! સઘળી દુનિયા દુશમન થઇ રહી છે, કોણ કોને આપે છે, કોણ કોને ખવરાવે છે, આ તો બધી જુઠી માયા છે.

રામસિંહે આ શબ્દો સાંભળીને મરિયમની મનમાં પ્રશંસા કરી અને તે દીવસે ચોવીસ કલાક તેણે ત્યાંજ વીતાવા નિશ્ચય કર્યો.

મરિયમ પોતાના હમેશના નિયમ અનુસાર નદીપરથી નાઇ ધોઈ ગળામાં સુગંધી વનફુલોની માળા પહેરી ઝુપડીમાં પાછી ફરી. ચોતરફ સુગંધ ફેલાઇ રહી હતી. તેણી હસ્તી મુસ્કરાતી સન્યાસી બાવા પાસે આવી અને નયન કટાક્ષથી તેને મોહીત કરતાં તે બોલી શું આપ હજુ નથી ગયા ?

ઘણી લાંબી મંજલ કરીને આવ્યા છીએ, તેથી શરીરમાં કાંઇક અશક્તિ આવી ગઇ છે, નજીકમાં કોઇ વિશ્રામસ્થાન પણ જણાતું નથી, તેટલા માટે આજ રાતની રાત અહીં ગુજારી સવારમાં પોહ ફાટતાંજ અંહીથી ચાલ્યા જવાનો વિચાર છે.

મરિયમ હવે જરા સન્યાસીની વધુ નજીકમાં જઇને બેઠી અને બોલી:—આજે જ્યારે અમારા પર કૃપા કરીને અહીં પધાર્યા છો, ત્યારે કાંઇક ધર્મજ્ઞાન તો સંભળાવો ?

રામસિંહ પોલીસનો માણસ હતો. પોલીસને ઉપયોગનુંજ તેને જ્ઞાન હતું. ધર્મની સાથે તો આજેજ તેને કામ પડયું ! પરંતુ જ્યારે સન્યાસીનો વેશ ધારણ કર્યો ત્યારે ધર્મ ચર્ચા કર્યા વગર કેમ ચાલે ? રામસિંહે ભોજનને ખુબ કસ્યું, અને પછી થોડું ભળતું ગોઠવીને બોલ્યા:—સાંભળો, ધર્મજ માનવ જીવનનો સાર છે. મનુષ્ય આજ છે ને કાલે નથી. મનુષ્ય જાતને કોઇને કોઈ દીવસ મરવું તો છેજ તેટલા માટે કદી પાપનું કામ કરવું નહીં જોઇએ.

મરિયમ ખડખડાટ હસી પડી અને બોલી:—બાબાજી, આવો ઉપદેશ શહેરમાં રહેવાવાળી ન્હાની ન્હાની છોકરીઓને આપો. એક વનમાં વસનારી વન—વિહારીણી તપસ્વીની આવા ઉપદેશથી સંતોષ પામી શકે નહીં હો !

આ સાંભળતાં રામસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. જે યુવતીને તે એક અબુધ સ્ત્રી સમજ્યો હતો, તે તો ધર્મના ઉંચા જ્ઞાનવાળી એક સંસ્કારી સુંદરી નીકળી ! રામસિંહે કહ્યું:—હમે તમારા

જ્ઞાનની સીમા તો જાણુતા ન્હોતા, એટલે વિશેષ શું કહી શકાય ? ખેર, ચાલો તમે સવાલ કરો, હમે ઉત્તર આપશું.

"મરિયમ—સારૂ, આપ સ્ત્રી પુત્રનો ત્યાગ કરી સન્યાસ લઇને જે તિર્થયાત્રા કરી રહ્યા છો, તો જગત અને ઇશ્વરનો સંબંધ શું છે, તે બતાવો. જીવ અને બ્રહ્મમાં અંતર શું છે?

રામસિંહ આ પ્રશ્નનો અર્થ શું સમજ્યો તે તો તેની બલા જાણે. પરંતુ તે પણ એક પહેલા દરજ્જાનો ચાલાક મનુષ્ય હતો. તેણે નાના પ્રકારની અનેક વાતો છોડીને મુળ પ્રશ્નને ઉડાવી દીધો. પણ મનમાં તો મરિયમના સવાલનો ઉત્તર ગોઠવતો રહ્યો હતો. મરીયમ કાંઇ ઓછી ચાલાક ન્હોતી. તે તુરત પામી ગઇ કે સન્યાસી બાવાનું ભેજું તદન કોરૂં કડાક છે. થોડીવાર પછી તે બોલી:— આમ કરવાથી શું ફાયદો છે, મુળવાતના સંબંધમાં જે કાઇ કહેવું પુછવું હોય તે પુછો, જે કાંઇ જાણુતી હોઇશ તે કહી આપીશ.

રામસિંહ આ ચતુર રમણીની ચતુરાઇથી ઉપરા સાપરી માહત થવા લાગ્યો. તે પોતાનો ભેદ ખોલી નાખવા પણ તૈયાર થયો, પણ પાછો થોભી ગયો.

"રાત્રે શું ખાણું લેશો. મરીયમે પુછયું.

રામસિંહ:—"નહીં આજે તો કાંઇ નથી ખાવું.

"તો શું અપવાસ કરીને ભુખે મરશો ? સારૂં, એ વાત જવા દો. ચાલો આજે હમો બંને આ ઘરમાં સુઇશું.

"ભલે તેમ કરો.

અને તુરત મરીયમ ત્યાંથી ચાલી ગઇ.



# પ્રકરણ ૪થું.

## બંદીવાન રમણી—બંસીનો નાદ.

રાત્રીનો સમય હતો શાન્ત ચુપકીદી પથરાઇ રહી હતી માત્ર કંસારીઓની તાનાતીરીજ તે શાન્તીમાં થોડી ખલલ કરતી હતી આ વખતે રામસિંહ પેલી રાજહંસની મરીયમની એકાન્ત ઝુંપડીની ઓશરીના ભાગમાં સુતો છે, શીતળ પવનની મંદમંદ લહેરોથી ઉલ્લાસિત થઈ રહ્યો છે, સાથેજ મરીયમનો ભેદ જાણવાની ઉત્કંઠામાં

બીછાનામાં પડયો પડયો કેટલાક તરંગો કરી રહ્યો છે. પરંતુ હજુ સુધી મરીયમ આવી નહીં. છેવટે તેણે પોતાને ઉંઘ આવી જવાનું બ્હાનું કર્યું.

મરીયમ ખાઇ પી હાથ મેં ધોઇ જ્યાં સન્યાસી સુતો હતો તે ઘરની ઓશરીમાં આવી અને ઓશરીના એક ભાગમાં સુતેલા સન્યાસી તરફ જોઇને બોલી:—"કેમ, બાબાજી સુઈ ગયા ?

રામસિંહ તો જાણે ભર ઉંઘમાં પડયો હોય તેમ જવાબ ન આપ્યો. મરિયમ મનમાં બોલી:—"બાબાજી સુઇ ગયા જણાય છે, મોટા ઘરના માણસ છે. ક્યાંસુધી દુઃખ ઉઠાવશે ?

મરીયમ એ પ્રમાણે ટકોર કરીને ઓશરીમાંથી ઘરની અંદર ગઇ રામસિંહ સાવધાન થઇને અંધારામાં પોતાના બીછાના પર ઉઠીને બેઠો. અંદર ઘરમાં મરિયમે પેલી બુદીયા સાથે કેટલીક વાતો કરી અને પછી ગાવાની શરૂઆત કરી. તેણીનો મધુર સુકોમલ સુર અને ગાવાની ઢબથી રામસિંહ એટલો મુગ્ધ બન્યો કે જાણે પોતે અત્યારે ઈંદ્રિ ભુવનમાં બેઠો સબ્જપરીનું ગાન સાંભળતો હોયની! મરીયમનું આ ગાયન જેમ સુરીલું હતું તેમ તેણીની મર્મપીડાનું પણ સાંભળનારને ભાન કરાવતું હતું. રામસિંહે મરિયમની પ્રથમની વાતચીતો અને આ ગાયનના ભાવ ઉપરથી અનુમાન કર્યું કે, અવશ્ય મરીયમનું જીવન ભેદ ભરમોથી ભરેલું છે. મરિયમ બચપણથી જ વનમાં વસનારી જણાતી નથી.

ડિટેકટીવ રામસિંહ આ વિચારમાં મશગુલ હતો. તે પુહેલાં થોડીવારે મરિયમનું ગાયન બધ પડયું હતું. રામસિંહ સમજ્યો કે મરીયમ હવે ઉંઘી ગઇ; પરંતુ રામસિંહને ઉંઘ નહોતી, તે બેઠોજ રહ્યો,

રામસિંહ આ જાગૃત સ્થિતિમાં પણ અવાર નવાર ઝોકું ખાઇ જતો હતો. ઉંઘ તેની ઉપર ગલબો કરીને તેને બિછાના વશ કરવાને તૈયાર રહેતી હતી, પણ ઝાડના પાંદડાઓના પવનની વધતી ઓછી લહેરીથી થતા ખખડાટથી તે પાછો સચેત થઇ જતો હતો.

એકાએક કાંઇ અવાજ આવ્યો. રામસિંહ આંખો ફાડીને જાળીઆમાંથી બહાર જોવા લાગ્યો. તે સમજ્યો કે કોઇ માણસ ઘણી દયા ભરી રીતે પોતાના છુટકારા માટેની પ્રાર્થના કરતું હતું.

રામસિંહ ઝડપથી બહાર નીકળી આવ્યો, અને એક જગ્યા પર ઉભો રહીને ધ્યાનથી સાંભળવા લાગ્યો. પછી તેને સમજાયુ કે, નજીકમાં વાંસળીનો કરૂણ સ્વર ગુંજી રહ્યો હતો. પેલો સંભળાતો અવાજ બીજો કાંઇજ નહીં પણ મનુષ્ય સ્વરમાં વાંસળીજ પ્રાર્થના કરી રહી હતી.

રામસિંહ આ સ્થિતિમાં પોતાનું સઘળું કામ ભુલી જઇને વાંસળીના અવાજ પર ચાલ્યો. રસ્તો જંગલનો હતો વળી જંગલ સાધારણ નહિ પણ ભયાનક હતું.

ઝાડી ઘણી ઘટ્ટ છે, વચમાં એક નવું મકાન છે. ઇંટ પથ્થરનું મકાન ન્હોતું, પણ જંગલના લાકડાઓથી બનાવેલું એક ન્હાનું મકાન હતું. તે મકાનની અંદરથી બંસીનો મધુર સુર બહાર નીકળી હવામાં મળી જંગલને ધમધમાવી મુકતો હતો.

રામસિંહ તે મકાન પાસે જઇ પહોંચ્યો. જોયું તો દરવાજો બંધ હતો. રામસિંહે ખુબ જોરથી દરવાજાને ધક્કો માર્યો કે તે ખુલી ગયો રામસિંહ નિડર થઇ અંદર દાખલ થયો. તેના મનમાં એમ પણ ડર ન આવ્યો કે, હું બીજાના મકાનાં ઘરધણીની રજા વગર આ ઘોર અંધારી ભયંકર રાત્રીએ ઘુસીને અન્યાય કરી રહ્યો છું. બસ રામસિંહ તો એક મતવાલાની માફક અંદર ઘુસ્યો.

મકાનમાં એક મોટું ઝાડ હતું, જેના ઘેરાવાને લીધે મકાનનો આજુબાજુનો ભાગ અંધારામાં ઢંકાઇ ગયો હતો. રામસિંહ અંધારામાંજ ઉભો રહ્યો. તેજ પળે માનો, રામસિંહની ઉમેદ પુરી કરવાને માટે એક નવયોવન સુંદરી સામે આવીને ઉભી રહી. તેણીની ઉમર ૧૬ વર્ષની જણાતી હતી. રામસીંહ તેને એકાએક સામે આવી ઉભેલી જોઇને ચકિત થયો અને સમજ્યો કે, આ પરીજ પોતાની બંસીથી સમગ્ર વનસ્પતિને રડાવી–ધ્રુજાવી રહી હતી.

પેલી યુવતિએ અતીશય શાન્ત અને ગંભીર અવાજે કહ્યું:–"તમે આવી ગયા?

રામસિહના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેણે કહ્યુઃ–"હુ કોણ છુ, તુ મને ઓળખી શકે નહિ.

પેલી નિરાશ થઇ બોલી—"ત્યારે તો તે આવી ન શકયા. તમે કોણ છો? તમે પણ શું આ અભાગણીનું સર્વનાશ કરવા આવ્યા છો? તમારા પગ ચુમું છું—હું બહુજ દુઃખી છું—આજે ૭ માસ થયા હું આ નિર્જન જંગલના કારાગૃહમાં પડી છું. ઇશ્વર પાસે હમેશ પ્રાર્થના કરૂં છું કે, મને અહીંથી છોડાવે. પણ તેની કોણ જાણે શું ઇચ્છા છે. મારાથી હવે આ દુઃખ નથી સહેવાતું. તમોને જોઇને મારા મનમાં આશા થઇ હતી કે, મારા દુઃખનો અંત આવ્યો—મારા હ્રદય દેવતા–મારા સ્વામી મારી પાસે આવી પહોંચ્યા, ઇશ્વરે મારી દીન અબળાની પુકાર સાંભળી. પણ હાય અફસોસ! હજુ મારા ભાગ્યમાં કેટલું દુઃખ લખ્યું હશે?

આ સાંભળીને રામસિંહને વધુ અજાયબી ઉપજી. તેને આ સઘળી લીલા અરેબીયન નાઇટ્સ માંહેલી "ઉંઘાયેલો જાગૃત થયેલા ની કહાણી જેવી લાગવા માંડી. રામસિંહે તેને કહ્યું:-"હું તારૂં કાંઇ પણ બગાડવા કે બુરૂં કરવા આવ્યો નથી. હું પોલીસ છું એક મુકદમાની તપાસમાં અહીં આવી ચડયો છું. માલુમ પડે છે કે તુંજ બંસી બજાવી રહી હતી, તારી બંસીજ મને અહીં લઇ આવી છે,

"આપ પોલીસ છો! આ દેશમાં તો પોલીસ શબ્દ સાંભળ્યો નથી. હા, અંગ્રેજ રાજ્યમાં પોલીસ છે, અંગ્રેજ રાજ્ય સ્ત્રી જાતિના સતિત્વના રક્ષણ માટે સદા તત્પર રહે છે, શું તમે તેજ અંગ્રેજ રાજ્યના પોલીસ છો?

રામસિંહ—હા, હું અંગ્રેજ સરકારનો પોલીસ છું.

"તમારી સાથે ફોજ પણ છે? પેલીએ પુછ્યું.

"નાહે, ફોજ બોજતો કાંઇ નથી.

"ત્યારે તમે અહીંથી જલદીથી નાસી જાઓ, તમે મારો છુટકારો નહીં કરી શકો.

"કેમ? રામસિંહે પૂછ્યું,

"અંહી મારી ચોકી માટે ચાર પહેલવાનો છે, તે સિવાય નજીકમાંજ વળી એ નીચનો મુકામ છે.

"કોનો મુકામ?

"સાંભળો, ખાંસવાની અવાજ આવી? પેલી ગભરાટથી બોલી. "કુર્ણસિહ જાગી ગયો જણાય છે. હવે તમે ભાગો. જલદી ભાગી જાઓ, નહીં તો તમારા પ્રાણ નહિ બચે.

"તું સ્ત્રી છો—તું અબળા છો. તને આવી આફતમાં જોયા પછી છોડીને હું ભાગી શકતો નથી. જો મારી સાથે ચાલવામાં તને કાંઇ સંકોચ કે વાંધો ન હોય તો ચાલ સાથે તું મારી બ્હેન અને હું તારો ભાઇ છું. ચાલ જલદી કર.

"બંધીવાન પક્ષી જો ઉડીને ભાગી શકતું હોય તો પછી પીંજરામાં બંધ રહેવાનું શું કામ પસંદ કરે? પરંતુ મારા સ્વામી મને કયાં મળશે?

"તેમનું નામ જાણ્યા પછી તેમનો પત્તો લગાવીને હું તને ત્યાં પહોંચાડી દઇશ, અને જેણે તારી આ દુર્દશા કરી છે તેને પણ પકડીને યોગ્ય સજા અપાવીશ.

"સારૂં ત્યારે ચાલો. હવે એક પળ માત્ર પણ અહીં થોભવું સલામતી ભર્યું નથી. વાતો કરવી પણ જોખમ ભરી છે. પહેલવાનો

જાગી ઉઠે તો પ્રાણ બચવા કઠણ થઇ પડે.

રામસિંહ એક શબ્દ પણ બોલ્યો નહીં. તુરત તે રમણીને લઇને રસ્તે પડયો.

ડિટેકટીવ જે રસ્તેથી આવ્યો હતો, તે રસ્તો ભુલી ગયો. તેનું દિશા ગ્નાન પણ જતું રહ્યું. થોડે દુર જવા પછી તેણે પેલા નદી વનને જોયું. સામેજ નદી હતી. રામસિંહ વિચારવા લાગ્યો કે, હવે નદી કેવી રીતે પાર કરવી? જો કિનારે કિનારે જઇએ તો કોણ જાણે કયાં પહોંચીએ.

એકાએક રમણીએ ભયની ચીસ પાડીને કહ્યું—"હાય, સર્વનાસ! જુઓ મોટું રીંછ આવે છે. તેની આંખો કેવી ચમકી રહી છે!

રામસિંહે પોતાની ઝોળીમાંથી પીસ્તોલ કહાડી રીંછની ચમકતી આંખોનું નિશાન તાકીને ફોડી રીંછે જોરથી ચીસ પાડી અને જમીન પર પટકાઇ પડયું.

પીસ્તોલનો ધડાકો અને રીંછની ચીસ વાયુ મંડળમાં ગુંજતા પહેલા ત્રણ હથીયારબંધ પહેલવાનો તેમની તરફ દોડતા આવતા દેખાયા,

રમણીએ તેને જોઇ લીધા અને ભયથી થરથર ધ્રુજવા લાગી. તેનાં હોંશ હવાશ ઉડી ગયા; તે ધીરજ એકઠી કરીને બોલીઃ—હાય! દુઃખ! છેવટે સર્વનાશજ મારા ભાગ્યમાં લખ્યું હતું. પહેલવાનોએ આપણને જોઈ લીધા છે. જુઓ તે આ તરફજ દોડતા આવે છે.

રામસિંહે તુરતજ પીસ્તોલ પાછી ભરી લીધી અને કહ્યુંઃ—"ડરો નહિ, જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી તારો એક વાળ પણ વાંકો થવાનો નથી.

રામસિંહ એટલું કહેવા પામ્યો તેટલામાં તેના કાન પાસેથી સનસનાટ કરતી એક ગોળી પસાર થઇ ગઇ. રામસિંહે પણ પીસ્તોલ છોડી સામો ધડાકો કર્યો, પહેલો વાર ખાલી ગયો. પહેલવાનો નજીક આવી લાગ્યા. રામસિહે બીજીવાર પીસ્તોલ છોડી અને એક પહેલવાનને જમીનપર પટકાવી દીધો.

બીજા બે પહેલવાનો ઝડપથી આવીને રામસિહપર તુટી પડયા. તે માંહેના એકે રામસિહના હાથપર એવા જોરથી લાકડી મારી કે રામસિહના હાથમાંથી પીસ્તોલ પડી ગઇ, અને તે જમીનપર ઉંધે મ્હોડે પડયો.

જોત જોતામાં બે પહેલવાનો પેલી સ્ત્રીને લઇને નાઠા. સ્ત્રી ચીસો પાડવા અને રોવા લાગી, પરંતુ તે કઠોર અંતઃકરણના રાક્ષસોને દયા ન આવી- આ રમણીનું અહી જંગલમાં રોવું સાંભળે એમ પણ

કોણ હતું ? પેલા રાક્ષસો તે બિચારીને આ ભયાનક જંગલમાં ઘસડી આવ્યા. કોઇ અટકાવનાર નથી!

આ નવયૌવન રમણી કોણ છે, આવા ભયાનક જંગલમાં પહેલવાનોના પહેરા તળે તેને કોણ છોડી ગયું છે, તેણીની મુલાકાતે વખતો વખત આવનાર માણુસ કોણ હતો; તે તો ઇશ્વર જાણે! જે રામસિંહ ડિટેકટીવે આ ભેદનો ભંડો ફોડવાને માટે પોતાના કદમ લંબાવ્યા હતા, તે પણ અત્યારે પહેલવાનોના મારથી અહીં બેહોશ થઇને પડયો છે. !



# પ્રકરણ ૫ મું.

## પહ્યાન-સોનાની અંગુઠી.

સ્હવારની ખુશનુમા ગુલાબી લહેરીએ રામસિંહને જાગૃત કર્યો. તેણે આંખ ઉઘાડી તો પોતાને એક નદી કીનારે પડેલો જોયો. તેના શરીરની નસેનસ ઢીલી પડી ગયેલી છે, તેનામાં ઉઠવાની શકિત હજુ આવી નહોતી.

થોડીવાર સુધી રામસિંહ પોતા પર વિતેલીનો પોતેજ વિચાર કરતો પડયો રહ્યો, પછી જરા મુશકેલીથી બેઠો થયો અને ચોતરફ જોવા લાગ્યો. રામસિંહે જાણ્યું કે આ જંગલ નથી. નજીકમાંજ એક ગામડું નજરે પડયુ. તે સમજ્યો કે પેલા પહેલવાનોએ મને માર મારી બેહોશ સ્થિતિમાં ઉપાડી લાવી અહીં ફેંકી દીધો છે, અને પેલી રમણીને પાછી તેજ જંગલમાં લાકડાના મકાનમાં લઇ ગયા છે. છેલ્લા વિચારે તેને ઉત્સાહિત બનાવ્યો અને તેણે ઇચ્છયું કે તે લાકડાના મકાન પર એકદમ હુમલો લઇ જઇ રમણીને છોડાવી લાવવી. પણ તે જંગલ કયાં. લાકડાનું મકાન કયાં, અને પોતે કયાં? તે સઘળું કેટલું દુર હતું તે કોણ જાણતું હતું? રામસિંહ હવે શાન્તિથી વિચાર કરવા લાગ્યો--ગમે તેમ હોય. પણ આટલું તો ચોક્કસ જણાય છે કે, પેલી સ્ત્રીના મકાન સાથે પેલા મરનાર ગૃહસ્થને કોઇ ન કોઈ જાતનો સંબંધ હોવો જોઇએ. પણ મરીયમ અને પેલી બુઢી કોણ છે? આ બીહામણા જંગલમાં જ્યાં જંગલી માણુસની પણ વસ્તી નથી, ત્યાં રજપુત કુટુમ્બની બે સ્ત્રીઓનું

હોવું આશ્ચર્યની વાત છે! કોઇ શ્રીમંત બદમાશનું તો આ કામ નહીં હોય? બનવા જોગ છે કે પોતાની કુવાસના તૃપ્ત કરવા માટે કોઇ નીચ માણસે પેલી યુવતીને આ જંગલમાં લાવીને સંતાડી હોય. પરંતુ મરીયમ અહીં શું કામ રહી છે? તે યુવાન છે, ખુબસુરત છે, ખાનદાન કુટુમ્બનીબાળા જેવી વાતો કરે છે, વળી તે કેદી અવસ્થામાં નહીં પણ સ્વતંત્રતાથી રહે છે, તો પછી તે અહીં કેમ? શું તેણી, પેલી રમણીને કેદ રાખનાર કોઇ શાહુકાર લુટારાની રાખેલી સ્ત્રી હશે? અને તેટલા માટેજ તે આવી રીતે સ્વતંત્રતાથી ફરતી હરતી રહે છે? વળી જે લોકો આવા જંગલમાં છુપી રીતે આ બે સ્ત્રીઓને અહીં લાવ્યા છે તે શું એટલા બધા મુર્ખ હશે! તે શું નહીં સમજતા હોય કે એક મ્યાનમાં બે તલવાર કદી રહી શકે નહીં? બબરાક મરીયમની વાતોથી સ્પષ્ટ જણાય છે કે તેણે મને સારી રીતે ઓળખી લીધો છે. તો આવી સ્થિતિમાં તેણીએ મને કાંઇ કહ્યું કેમ નહીં? ગમે તે હોય, પણ આ સઘળી બાબતનો ભેદ શોધવો અગત્યનું છે. આ ભેદજાળમાં કંડાખાલવાળા મરનાર બાબુના ખુનનો ભેદ પણ છુપાયેલો જણાય છે. આ પ્રમાણેના વિચારો કરી ઉત્સાહમાં આવી રામસિંહ ઉભો થવા જતો હતો; પણ તે ઉભો થઇ શકયો નહીં. તેનું માથું ફરવા લાગ્યું, તે પાછો બેસી ગયો. તેના આખા શરીરમાં પીડા થતી હતી, ડાબા હાથનું કાંડું તો જાણે તુટીને નીચે પડવા માંગતું હતું.

સ્હવાર થઇ ચુકયું હતું. પુર્વ દિશામાંથી સુર્ય પોતાના સોનેરી કિરણો ફેંકતો અંધકારમય જગતને શણગારી રહ્યો હતો. એટલામાં એક ભિક્ષુક બ્રાહ્મણ પાસેના ગામમાં ભિક્ષા માટે જતો દેખાયો. રામસિંહે તેને નમ્ર અને ધીમા અવાજે પુછયું; "ભાઇ આ ગામનું નામ શું છે. ?

"કાશિમપુર. પેલાએ કહ્યું "તમારી તબીયત શું એકદમ ખરાબ છે? તમો આવી રીતે દુઃખી અવસ્થામાં કેમ દેખાવ છો?

"હા, હું ઘણોજ બિમાર છું આ કયો જીલ્લો છે?

"જ્યારે તમે કાંઇ જાણતાજ નથી, તો પછી અહીંઆ કેમ આવી ચડયા?

"તે ઘણી મોટી કહાણી છે. પછી કહીશ. હમણા તમે મારા સવાલનો જવાબ આપો.

"આ મૈમનસિંગ જીલ્લો છે બ્રહ્મણે જણાવ્યું.

"અહીંથી શકિતપુરનું થાણું કેટલું દુર છે?

"આશરે અરધો ગાઉ હશે. શું તમે ત્યાં જવા માંગો છો? કાંઇ માઠો બનાવ તો નથી બન્યો ને ?

"હું મોટી આફતમાં પડયો છું. તમે મારૂં એક કામ કરશો ?

"શું ?

"હું શકિતપુરના થાણામાં જવા માંગું છું. જો બની શકે તો કોઇ પણ ઠેકાણેથી એક પાલખી મંગાવી આપો. ભાડું હું આપીશ.

"હું ગરીબ માણસ છું. ઘરમાં ચાર પાંચ માણસો છે. બહારથી ભિક્ષા માગી આવીશ, ત્યારે તે સઘળા અન્ન પાણી ભેગા થશે. બ્રાહ્મણે આનાકાની ભર્યો જવાબ આપ્યો.

"તમારી મહેનત ફોકટમાં જશે નહીં, તેને માટે હું તમને આઠ આના આપીશ

બ્રાહ્મણે હવે વધુ આનાકાની કરી નહીં. તેણે કહ્યું. "મારા ગામમાં ભોઇ નથી. બીજે ગામ જવું પડશે. જો તમને બહુજ જરૂર હોય તો એક રૂપીયો બાનાનો આપો. તમે સારા માણસ છો એટલે તમારૂં એટલું કામ કરવામાં મને કાંઇ વાંધો નથી.

"આ વખતે મારી પાસે રૂપીઆ નથી. થાણામાં જઇ તે પાલખીવાળા ભોઇને ભાડું આપી દઇશ, અને તમારો હીસાબ પણ ચુકવી આપીશ.

રામસિંહની પાસે જે કાંઈ હતું, તે સઘળું ઝોળી સમેત પહેલવાનોએ પોતાના કબજામાં લઇને તેને બેહોશ હાલતમાં છોડી દીધો હતો. પણ રામસિંહના ઉપલા જવાબથી બ્રાહ્મણનો ઉત્સાહ જતો રહ્યો. તેણે કહ્યું. "મહારાજ! માફ કરો. ભોઇ લોકોને પ્રથમ આપ્યા વગર કામ નહીં થાય.

"તમે એક કામ કરી શકશો ?

"નહિ, હું તમારા કામમાં પડીને મારો વખત ગુમાવવા માગતો નથી. હું તો પહેલેથીજ કહી ચુકયો છું. કે, જ્યારે હું ભીક્ષા માંગીને લઇ જઈશ ત્યારે રસોઇ થશે.

"તેની તમે ચીંતા ન કરો. થાણામાં પહોંચતાજ હું તમારા આઠ આના મોકલી દઇશ. તમે આ ગામના ચોકીદારને બોલાવી લાવો. પાલખીવાળા પાસે જવાની જરૂર નથી.

"નહીં, તે મારાથી નહીં બને. હું ગરીબ માણસ ભિક્ષા માગીને ગુજારો કરૂં છું. ભીખ ન માંગું તો મારૂં આડું અટકી પડે. લુટારાએ તમોને લુંટયા છે. ચોકીદાર આવવાથી તેની સાથે સાક્ષી આપવા માટે મારે ઠેક ઠેકાણે ભટકવું પડે, એવી પંચાતમાં તે કોણ પડવાનું હતું ?

રામસિંહ—"કેમ ! સાક્ષી શાની ? તમારે સાક્ષી થવાની શું જરૂર?

બ્રાહ્મણ—"તે હું જાણું છું, પોલીસની કાર્યવાઈ હું સારી પેઠે સમજુ છું. ચોકીદાર આવે તે પછી ફોજદાર આવે અને હજારો પ્રશ્નો પુછીને મારૂં માથું ખાઇ જાય. ત્યાર પછી અદાલતમાં સાક્ષી આપવા ઘસડાવું પડે એવી નકામી ઝીંઝટમાં હું પડવા માગતો નથી

આમ કહીને જવા લાગ્યો, રામસિંહે તેને પાછો બોલાવીને કહ્યું, "જુઓ, હું પોલીસ દરોગો છું. બિમાર પડયો છું. રસ્તો ભુલી જવાથી મારી સાથના બીજા માણુસો જુદે રસ્તે ગયા છે, અને હું આ તરફ આવી ચડયો છું. મારે થાણુપર જવું છે. તમે ચોકીદારને બોલાવો તો ઠીક છે નહીતર તમારે ખમવું પડશે, સમજ્યા કે ?

બ્રાહ્મણુ પાછો ફર્યો અને બોલ્યો, "જયારે સવારના પહોરમાં તમારા દર્શન થયા, ત્યારથીજ હું સમજ્યો હતો કે આજે હું બદ ચોઘડીયે ઘરમાંથી નીકળ્યો છું. તમે દરોગા હો, અથવા કોઇપણુ હો, હું ચોકીદારને બોલાવી લાવું છું. પણુ મહેરબાની કરીને કોઈ સાક્ષી વિગેરેના લફરામાં મને ન નાંખતા.

એટલું કહી બ્રાહ્મણુ ગામની તરફ ચાલ્યો. રામસિંહના શરીરમાં કાંઇક ચૈતન્ય આવ્યું. તે ઉઠીને ઉભો થયો. બે ત્રણુ ડગલા ચાલ્યો. પહેલા કરતાં તબીયત સારી જણાઇ; પણુ પીઠ અને હાથ ઉપરની વેદના જેમની તેમ હતી. તે ધીમે ધીમે જમીનપર પગ મુકતો ચાલવા લાગ્યો, તેટલામાં હરીરામ નામનો ચોકીદાર પોતાના પોલીસ પોશાકમાં ત્યાં આવી પહોંચ્યો. સાથે પેલો બ્રાહ્મણુ ન હતો. તે બીજે રસ્તેથી ભીક્ષા માગવા ચાલ્યો ગયો હતો.

ચોકીદાર આવતાંજ રામસિંહે તેને કહ્યું. "હું શકિતપુરના થાણા પર જવા માગું છું. એક પાલખી અથવા ઘોડાનો બંદોબસ્ત જલદીથી થવો જોઇએ.

"આપ શું પોલીસના આદમી છો ? ચોકીદારે પુછયું.

"હા, હું પોલીશ છું.

"આપ આવી દશામાં કેમ આવી પડયા ? આપનો પોશાક પણુ આપની સામે નથી, તેમ બીજા કોઇ માણુસો પણુ સાથે નથી, હકીકત શું છે?

"એ સઘળી વાતો સાથે તમોને કાંઈ સંબંધ નથી, તમે એક પાલખી નહીંતો એક ઘોડો મંગાવી આપો અને મારી સાથે થાણા પર ચાલો.

ચોકીદારઃ—પાલખી મંગાવવાથી વખત ઘણો લાગશે, જો ઘોડો જોઇતો હશે તો હમણા મંગાવી આપું.

રામસિંહે ઘોડો લાવવાને માટે કહ્યું અને ચોકીદાર લઇ આવ્યો તે પર સ્વાર થઇ ચોકીદારને લઇ રામસિંહ શક્તિપુરના થાણા તરફ જવા ઉપડયો.

રામસિંહ શક્તિપુરના થાણામાં આવી પહોંચ્યો. આ વખતે ત્યાંનો દરોગો થાણામાં હાજર નહોતો. રામસિંહના ત્યાં પહોંચવા પછી કેટલીકવારે દરોગો કેટલાક પોલિસમેનો સાથે આવી પહોંચ્યો. રામસિંહને પાછો આવેલો જોઈ દરોગાએ પુછયું. "કેમ સાહેબ! શું થયુ? કાંઇ પતો લાગ્યો?

"તે વાત પછી કરીશું. રામસિંહે કહ્યું. "કેટલોક પત્તો મળી ચુકયો છે. પરંતુ પ્રથમ એ કહો કે, આપ આટલી ધસત સાથે કયાં ગયા હતા?

"અહીંથી લગભગ ત્રણ ગાઉ પર બડુઆ નામનું એક ગામડું છે. દરોગાએ કહ્યું "ત્યાં ડાકુઓના દોરથી લોકોમાં ત્રાસ વર્તાઇ રહ્યો છે. જે દીવસે આપ અહીંથી કંડાખાલની તરફ રવાના થયા તે દીવસે મને ખબર મળ્યા કે બડુઆમાં પાછલી રાત્રે બદમાસોએ મોટી ધાડ પાડી છે, અમે એકદમ ત્યાં જવા ઉપડયા અને આજે ત્યાંથી પાછા ચાલ્યા આવીએ છીએ.

"ડાકુઓનો કાંઇ પત્તો મળ્યો? રામસિંહે પુછયું.

"બીલકુલ નહીં, ઘણી મગજમારી કરવા છતાં કાંઇ પણ વાત સમજમાં નથી આવતી.

"શું વાત?

"ત્યાં એક મકાનમાં એક સ્ત્રીનું ખુન થયું છે, અને બેચાર જોરાવર માણસો ઝખમી થયેલા છે, તે ઝખમી થયેલાઓને પુછવાથી જણાયું કે, ધાડપાડુઓ માત્ર દશ હતા, પણ તેમની સાથે એક યુવાન સ્ત્રી હતી, સ્ત્રીની ખુબસુરતી અનુપમ છે, પણ તે ઘણી ક્રુર છે. તે માથાના વાળોને છુટા મુકીને ડાબા હાથમાં ખંજર અને જમણા હાથમાં તલવાર લઇને લડી રહી હતી. સાંભળ્યું છે કે, આ રણદેવીની સામે વાતની વાતમાં સેંકડો જવાંમર્દ શીર નમાવીને ધાસ્તીના માર્યા રફૂચક્કર થઇ ગયા. શું આ ઓછા આશ્ચર્યની વાત છે?

"બેશક, કેમ નહીં, રામસિંહે કહ્યું. "પરંતુ હું જે બાબતનો પત્તો લગાવી આવ્યો છું તે તેનાથી પણ વિશેષ આશ્ચર્યકારક છે.

"કહો તો. દરોગાએ કહ્યુ.

રામસિંહે પોતા પર વિતેલી સઘળી રામકહાણી ફોજદારને સંભળાવી દીધી. તે સાંભળી ફોજદારે કહ્યું. "ખરેખર ઘણો અદ્દભુત અને આશ્ચર્યકારક મામલો છે. આપ ખુશી ખરીયતથી અહીં પાછા આવ્યા એજ હું તો ગનીમત સમજું છું. ત્યાં કોઇ જાદુઇ રચનાની જાળ તો નથી બીછાવેલીને ? જંગલો અને પહાડોની ગુફાઓમાં ઘણાં એવા યોગી રહે છે. શું એ ઇંદ્રિજાળ તો નથી ?

રામસિંહે હસીને કહ્યું, "ઇંદ્રિજાલ ! પરંતુ મારી પીઠ અને મારા હાથની વેદના ઇંદ્રજાળ નહીં, પણ સાચી છે—સઘળી ઘટના ખરેખરી છે

"તો હવે શું કરવું યોગ્ય છે ? ફોજદારે પુછયું.

"આજેજ ત્યાં દળબળ સાથે જવું જોઇએ, અને તેઓને પકડી લાવવા જોઇએ. મારી તો એવી માન્યતા થઇ ચુકી છે કે, કેંડાખાલવાળા ખુનનો ભેદ પણ તેમાંથીજ ખુલી જશે, તમે જે ધાડ પાડવાની વાત કહી તેનો પત્તો પણ તેમાંથીજ મળી આવશે, અને કદાચ એ સઘળું ન પણ થયું તો પેલી રમણીનો છુટકારો તો અવશ્ય થશેજ.

ફોજદારે તેજ વખતે આસપાસની સઘળી પોલીસ ચોકીઓ પરનાં ચોકીદારોને થાણામાં હાજર થવાનો હુકમ મોકલાવ્યો.

રામસિંહે પુછયું. "પણ આપની સાથે આ બીજાઓ કોણ છે ?

"એ બધા શકદારો છે.

"તેને પકડીને અહીં શું કામ લઇ આવ્યા ?

"જોઇએ, કદાચ કાંઇ પત્તો મળે તો.

"સારૂં, આજે તેને છોડી મુકો. કેમકે તે લોકોના અહીં રહેવાથી આપણી હિલચાલની ખબર પેલા લોકોને મળી જશે, અને આપણી ગુપ્ત ગોઠવણો પણ તેઓ જાણી જશે.

આ ઉપરથી ફોજદારે તે લોકોને ધમકાવી ચેતાવીને છોડી મેલ્યા,

સાંજ પડવાની પહેલાંજ લગભગ ૫૦ ચોકીદારો થાણામાં હાજર થઇ ગયા. તેમાં પચીસને આશરે કોન્સટેબલો હતા, તેમાંથી દશ કોન્સટેબલોને થાણામાં રાખવાનું ઠરાવીને બાકીના સઘળાઓને તૈયાર થવાને માટે રામસિંહે સુચના આપી, બંદુક, પીસ્તોલ, તલવાર, લાકડીઓ વિગેરે શરંજામની સાથે રાતના નવ કલાકે આ સઘળું દળ લઇને રામસિંહ કેંડાખાલની તરફ ચાલ્યો. ફોજદાર સાહેબને પણ સાથે લીધા.

આટલા માણુસો એક સાથે ચાલ્યા જાય છે, પણ જરા જેટલો અવાજ નહીં. એક સરખી ચુપકીદીથી ચાલે છે. ન તો કોઇના મ્હોડામાંથી એક શબ્દ નીકળે છે, ન તો કોઇના પગનો અવાજ સંભળાય છે, સઘળું પોલીસ દળ સંપૂર્ણ સાવચેતી અને ચુપકીદી અખત્યાર કરીને રસ્તો કાપી રહ્યું છે.

રાતના ૧૨ કલાકે સઘળા કેંડાખાલના મેદાનમાં આવી પહોંચ્યા ત્યાંથી બધા સાથે રામસિંહ પેલા સાગવાનના જંગલમાં થઇને પેલી નદીના કીનારે આવ્યો અને ત્યાંથી તે સઘળા મરિયમની ઝુંપડી તરફ જવાનું કરતા હતા એટલામાં તે રસ્તામાં આગના ભભુકતા સોલા જોઇને રામસિંહના સાથી દરોગા સાહેબના હોંશ ઠેકાણે ન રહ્યા. તેણે ધીમેથી રામસિંહને કહ્યું. "શું આ ઇંદ્રજાળીક માયા નહીં તો બીજું શું છે?

"બ્હીવાનું કાંઇ કારણ નથી. રામસિંહે કહ્યું. "હું ધારૂં છું કે મરિયમ આપણું આગમન સમજી જઇને ઝુંપડીમાં આગ લગાવી અહીંથી નાશી ગઇ છે. તે સાધારણ સ્ત્રી નથી. તેણે મને સારી પેઠે ઓળખી લીધો છે.

"ત્યારે હવે શું કરવા ધાર્યું?

"આગળ નહીં વધી શકાય.

"તો ચાલો પાછા ફરીયે.

"નહીં, ચાલો પેલી બંધીવાન થએલી રમણીને છોડાવીએ.

"તેનું ઠેકાણું કઇ તરફ છે?

"રસ્તો તો નથી જાણતો. કાલે તો **બંસીના સુર** પર ચાલ્યો હતો.

"પણ આજે તો બંસી ફંસી કાંઇ સંભળાતું **નથી**.

"સારૂં, ચાલો, આ રસ્તે ચાલીએ.

સઘળાઓ એક ચોકસ રસ્તો મુકરર કરીને ચાલ્યા. ઘણાં આડા અવળા અને ઉંચા નીચા રસ્તા પસાર કરતા, રસ્તો કાપવા લાગ્યા. આ પ્રમાણે ખુબ ફરવા ભટકવા પછી રામસિંહે એક રસ્તો શોધી કહાડયો. રામસિંહે વિચાર્યું કે કાલે આ રસ્તેજ આવ્યો હતો. અને ખરેખર આ ગઇ કાલવાળોજ રસ્તો હતો. તે સઘળા તે રસ્તો પસાર કરીને અંતે પેલા લાકડાના મકાનની સામે આવી પહોંચ્યા.

ગઇ કાલે જે દરવાજાને ધકકો મારીને રામસિંહ અંદર ઘુસ્યો હતો, આજે પણ તેજ દરવાજેથી તેણે અંદર પ્રવેશ કર્યો. જોયું તો મકાન ખાલી છે! અંદર કોઇ પણ નથી!

રામસિંહે પોલીસ લાલટર્ન સળગાવી ઘરને રાઇ રતી બારીકીથી તપાસી લીધું, પરંતુ કાંઇ પણ વળ્યું નહીં જાણે કે આ મકાનમાં આગળ કોઇ રહેતુજ નહોય એવી સ્થિતિમાં જણાતું હતું, અકસ્માત રામસિંહની નજરે એક સોનાની અંગુઠી પડી. તેણે તે ઉઠાવી લીધી અને તેને બારીકીથી તપાસવા લાગ્યો. તેની પર N. K. T. (એન. કે. ટી) ત્રણ અક્ષરો ખોદેલા હતા. રામસિંહે તુરત તે વીંટી ખીસ્સામાં નાખી અને ત્યાંથી બહાર નીકળ્યા. રામસિંહ સમજ્યો કે, મારા ભયથીજ અહીંના બદમાશો નાસી ગયા છે.

પોલીસે તે રાત કેંડાખાલના મેદાનમાંજ ગુજારી. બીજે દીવસે જંગલને રતીએ રતી તપાસ્યું, પણ ત્યાં બીજું કોઇપણ મકાન કે રહેઠાણ નજરે પડયું નહીં. માત્ર પેલું લાકડાનું ઘર ખાલી પડયું હતું. મારયમનુ ઘર તો બળીને ખાક થઇ ગયું હતું.

## પ્રકરણ ૬ઠું.

### નિરાશા—તપાસ છોડી દીધી.

રામસિંહ આશ્ચર્ય ચાકત થતો મનમાં ને મનમાં બોલ્યો; “કેવી ચાલાક ટોળી છે! કેવી ભેદી ઘટના છે! હું નહોતો જાણતો કે તેઓ આટલા ચતુર અને ચબરાક હશે, કે જેઓ આટલી ઝડપે અહીંયાથી રફુચક્કર થઇ જશે! જણાય છે કે આ લોકોનું મોટું મંડળ છે. જે દ્વારા ધાડ, ચોરી અને ખુન ખરાબી કરવામાં આવે છે. પરંતુ એ સઘળું એટલું બધું ભેદી છે કે, તેમાં અક્કલ કાંઇ કામ કરતો નથી. ફાવે તેમ હોય પણ તેને શોધવા અને પકડવાજ જોઇએ. હમણા તો સઘળા અહીંથી નીકળીને કોણ જાણે કયાં પહોંચ્યા હશે. વિગેરે તર્કવિતર્ક કરીને રામસિંહે પોતાની સાથે બે સીપાઇઓને રાખીને બાકીનાને દરોગા સહ વિદાય કરી દીધા.

રામસિંહ હવે દીલોજાનથી શોધખોળ કરવા લાગ્યો. રાત દીવસ ડાકુઓની તલાશમાં ઘુમતો ફરતો રહ્યો. ઘણાક જંગલોમાં ફરી, નદી નાળાં પાર કરી, ગીરી ગુફાઓમાં ઘુસી તેઓનું રહેઠાણ શોધવામાં લગભગ બે મહીના વિતાવી દીધા; એટલું છતાં જ્યારે કોઇ પત્તો ન લાગ્યો, હજાર પ્રયત્નોમાંથી એક પણ સફળ ન થયો ત્યારે છેવટે નિરાશ થઇને તે મેમનસિંગ પાછો ગયો.

પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ અને માજીસ્ત્રેટ સાહેબની મુલાકાત લઇ રામસિંહને પેલા ભયાનક જંગલના દૈત્યોની હકીકત સંભળાવી, જેથી બંને સાહેબોના આશ્ચર્યનો પાર ન રહ્યો. પરંતુ ડાકુઓના ગુમ થવાથી તેઓ અતીશય દીલગીર થયા.

ત્યાર પછી મૈમનસિંગના દરોગા રૂપચંદના ખુનના સંબંધમાં વધુ તપાસ કરતાં, તેનો કાંઇપણ પત્તો ન મળ્યો ત્યારે રામસિંહ ડિટેકટીવે મેજીસ્ટ્રેટ પાસે કલકત્તા જવાની રજા માંગી.

મેજીસ્ત્રેટે કહ્યું. "તમે બુદ્ધિમાન અને ચાલાક છો. એટલા માટે તમારા વડાએ તમોને અહીં મોકલી આપ્યા હતા, પણ તમે તો આ કામને અધુરૂં છોડીને જાઓ છો.

"હું હવે શું કરી શકું તેમ છું. મામલો એવો પેચીલો છે કે, ખુનીનું પકડાવું અસંભવ જેવું છે.

"મોટા અફસોસની વાત છે કે, આવા ભયંકર અપરાધીઓ નિડર થઇને જંગલોમાં મોજ ઉડાવી રહ્યા છે. મેજીસ્ત્રેટે કહ્યું.

"પત્તો ન લાગવાનું એક ખાસ કારણ છે. રામસિંહે કહ્યું.

"શું ?

"જે ગૃહસ્થનું ખુન થયું, તેના નામ ગામનો જો બરાબર પત્તો મળત, તો આ મામલાનો ભેદ ખુલવો કાંઇ મોટી વાત નહોતી.

"તો શું તેના નામ ગામનોએ પત્તો ન મળ્યો ?

"જી, નહીં.

"ખેર, પણ રૂપચંદ દરોગાના સંબંધમાં તો નામ ગામની કોઈ અડચણ નથી, તો તે મામલાનો નીવેડો હજુ સુધી કેમ ન આવ્યો?

"જ્યાં સુધી હું સમજી શકયો છું—મારી માન્યતા થઇ છે, ત્યાં સુધી રૂપચંદ દરોગો પણ આ ભેદી મામલામાં માર્યો ગયો છે. સાધારણ કે સ્થાનિક માણસનું એ કામ નથી.

"હું ધારૂં છું કે એ તમારો ખાલી ભ્રમ છે, કેમકે પેલી ટોળીનો જે હેવાલ તમે સંભળાવ્યો છે. તેની સાથે રૂપચંદના મામલા વાળી કોઇ વાત સંબંધ ધરાવતી કે બંધબેસ્તી આવતી નથી. રૂપચંદને તેમાં કોઈ પ્રકારનો સંબંધ હોવો અસંભવિત છે.

"હું ખાત્રીથી માનું છું કે, રૂપચંદના ખુન સાથે આ મામલાને અવશ્ય સંબંધ છે.

"તો શું તમે હવે જશોજ.

"રહીને શું કરૂં ? આ કેસનો ફેસલો જો આજ આવવાનું કહો, તો તે નહીં બનવાજોગ છે. કોણ જાણે તેની પાછળ કેટલો વખત વિતાડવો પડે.

"અંગુઠીનું શું કર્યું ?

"તેને મારી પાસે રહેવા દો.

"કેમ ?

"કદાચ કોઇ વખતે તેના આધારે પત્તો મળી જાય."

"તેની ઉપર જે N. K. T. લખેલું છે, તેનો તમે શું અર્થ કરો છો ?

"કોઇનું નામ છે.

"કોઈ બંગાળીનું નામ ?

"તે કેવી રીતે કહી શકાય? ગમે તેનું પણ નામ હોઈ શકે છે."

"જરા જુઓ તો આ ત્રણ અક્ષરોથી કયા કયા નામ થઈ શકે છે, પછી એ નામો પરથી પતો લગાવી શકાય.

"એ ઉપાય અજમાવી ચુકયો છું, પણ તે સફળ ન થયો.

"તો હવે શું કરવા ધાર્યું છે ?

"કલકત્તા જઇશ. હાલતો આ તપાસ મેં છોડી દીધી છે.

મેજીસ્ટ્રેટે પણ પછી વધુ આગ્રહ કરવાનું વ્યર્થ સમજી કલકત્તા જવા માટે પોતાની સમ્મતિ દેખાડી. તેજ દીને સાંજે રામસિંહ કલકત્તા ઉપડી ગયો. સઘળી મહેનત બરબાદ ગઇ!

રામસિંહ કલકત્તા ચાલ્યો ગયો ખરો, પણ તેનું મન તે ચિન્તા-માંથી મુકત થઇ શક્યું નહિં. તેણે આ કરતાં પણ વિશેષ ભેદી અને પેચીલા મામલામાં પોતાની ચાલાકી અને હિંમતને ઝળકાવી દીધી હતી, તે સઘળી આ મામલામાં નિષ્ફળ ઉતરવાથી ઝાંખી પડવા લાગી. આ અદભુત ભેદી અને જટીલ મામલાને ફોડી નાખ-વામાં રામસિંહ અસમર્થ જણાવાથી તેના ઉપરીઓ પણ તેની પર નારાજ થયા હતા.

દીવસ પર દીવસો પસાર થવા લાગ્યા—મહીનાઓ વિતી ગયા, ધીરે ધીરે રામસિંહ એ મામલાની વાત પણ ભુલી ગયો.

## પ્રકરણ ૭ મું.

### અજવાળું-નવો લેબાસ.—નકલી બેગમ.

સાંજનો સમય છે. સુર્ય પોતાના મંદમંદ કીરણો સાથે પશ્ચિમના મુલકોને પ્રકાશિત કરવા માટે ઉતરી રહ્યો હતો. આ સમયે કલકત્તાની

એમહર્સ્ટ સ્ટ્રીટમાંથી ડિટેકટીવ રામસિંહ સાધારણ ગૃહસ્થના પોશાકમાં પસાર થતો નજરે પડે છે,

રામસિંહ જ્યારે એમહર્સ્ટ સ્ટ્રીટમાંથી હરીતકી બગાનની તરફ વળ્યો, ત્યારે ત્રણ માળના એક મકાનના દરવાજા પર એક જનાના ગાડી ઉભી રહેલી તેની નજરે પડી, ગાડીમાં મોતીઓની ઝાલર ઝુલી રહી હતી. બહાર રેશમના પરદા લટકી રહ્યા હતા. આજુબાજુ સાઇસ ટહેલી રહ્યા હતા. ગાડી બે ઘોડાની હતી.

અને તેમાં બેસનારની રાહ જોઇને તે ઉભી રાખવામાં આવી હતી.

રામસિંહ જાણતો હતો કે, લાંબો વખત થયા આ મકાન ખાલી પડયું હતું. તેમાં એકાએક કોઇ મોટા દરજ્જાના અમીરને રહેલા જોઇને તેને જોવાની ઇચ્છા થઇ તેથી તે ત્યાંજ રોકાઇ ગયો, છુપી પોલીસનું એ કામજ છે.

થોડીવાર પછી અમુલ્ય પોશાકમાં સજ થયેલી એક સ્ત્રી ગાડીમાં આવીને બેઠી, અને ગાડીના દરવાજા બંધ કરવામાં આવ્યા. ગાડી ઝડપથી દક્ષિણ તરફ ઉપડી ગઇ. પરંતુ પેલી સ્ત્રી જેવી ગાડીમાં બેસીને બુરખો જરા હઠાવી બાહેરની તરફ જોવા જતી હતી કે, રામસિંહે તેનો ચ્હેરો જોયો તેને મોટી અજાયબી ઉપજી.

ગાડી ચાલી ગઇ; રામસિંહ તે મકાનની પાસેની દુકાન ઉપર જઇ બેઠો. દુકાનદારને તેણે કહ્યું:—"કેમ ભાઇ, છો તો ખુશીમાંને ?

દુકાનદાર રામસિંહને ઓળખી શકયો નહીં, પણ તે ઠર્યો કલકત્તાનો દુકાનદાર! ઓળખાણ પીછાન સાથે તેને શું સંબંધ? તેણે ચટ જવાબ દીધો:—"જી, હા; આનંદ છે, આપ પણ મજેહમાં છો?

"હાતે! પુર મજેહમાં, ભલા. આ તમારી પાસેનું મકાન કોણે ભાડે રાખ્યું છે, કહી શકશો ?

"કેમ, કાંઇ ખાસ જરૂર છે?

"અમે તેને ભાડે લેવા માંગીએ છીએ, વાતચીત પણ થઇ ચુકી હતી.

"તે કયારની વાત છે? લગભગ ત્રણ મહીના થયા તો એ ભાડે દેવાઇ ચુકયું છે.

"હું તે પહેલાની વાત કરૂં છું.

"આટલી મુદત સુધી કલકત્તામાં તે કોઇ મકાન ખાલી રહી શકે કે?

"પણ આ મકાન તો ઘણા દીવસ થયા ખાલી પડયું હતું. હમણા તે કોણે ભાડે રાખ્યું છે?

"કોણ જાણે કયાંકના નવાબ છે.

"નવાબ! એક નવાબ સાહેબ શું અહીં રહે છે?

"તે કાંઇ ચોકકસપણે કહી શકાતું નથી—

એટલામાં કોઇ ગ્રહસ્થ જેવો માણસ તે દુકાન પર કાંઇ ખરીદ કરવા આવ્યો. દુકાનદારને ઓર્ડર આપીને તે રામસિંહ તરફ ફર્યો અને બોલ્યો:—"કેમ છો સાહેબ?

"હું પુછતો હતો કે આ બાજુનું મકાન કોણે ભાડે લીધું છે?

"આ મકાન! હા, તે મકાન તો એક બેગમ સાહેબાએ રાખ્યું છે.

"આ દુકાનદાર તો કોઇ નવાબ કહે છે, આપ બેગમ કહો છો.

દુકાનદાર ઓર્ડર પ્રમાણેની વસ્તુઓ પેલા ગ્રહસ્થ સામે મુકતાં બોલ્યો; "શું બેગમ હોવાથી તેમાં તેનો નવાબ ન રહી શકે?

"નહીં, નવાબ નથી. બેગમ વિધવા છે. પેલા ગૃહસ્થે કહ્યું.

"તે કયાંના બેગમ છે, કાંઇ જાણો છો? રામસિંહે પુછપરછ ચાલુ રાખી.

"નહીં. એ સઘળું કોણ પુછવા ગયું છે, અને પુછવાથી મતલબ પણ શું? હા, લોકો કહે છે કે પંજાબના કોઇ ભાગની બેગમ છે.

પેલો ગ્રહસ્થ ચાલ્યો ગયો. દુકાનદાર પાસેથી બીજી કોઇ વાત મળવી અશકય ધારી રામસિંહ પણ ત્યાંથી ઉઠી ગયો. તે થોડે દૂર ઉભો રહી મનમાં કાંઇ વિચારવા લાગ્યો, અંતે કપાળ કુટી થાણા તરફ ચાલતો થયો. થાણામાં જઇને કેટલાક કોન્સટેબલોને સાદો પોશાક પહેરાવી, કેટલીક વાતો સમજાવી બેગમ સાહેબાના મકાન પાસે હાજર કરી દીધા સઘળા છુપી પોલીસના માણસો એક બીજાથી બમે હાથના છેટા પર ઉભા હતા. આ પ્રકારે બહારનો બંદોબસ્ત કરીને રામસિંહ મકાનની અંદર ઘુસ્યો. બેગમ સાહેબા હજુ બહારથી આવ્યા નહોતાં.

એક દરવાન એક સ્ટુલ પર બેઠો હતો. તે રામસિંહને દાખલ થતો જોઇ આંખોના ડોળા ચઢાવી બોલ્યો, "તમે કોને મળવા માંગો છો?

"હું અહીંનો એક વેપારી છું. બેગમ સાહેબાના પધારવાની ખબર સાંભળીને આવ્યો છું. જો કાંઇ ખરીદી કરે તો અમોને બે પાંચ રૂપીઆ પેદા થાય. તમારા કારભારી સાહેબ કયાં છે?

"કારભારી અહીં નથી રહેતા

"તો બીજા કોઇ અમલદારો છે કે નહીં?

"હા, એક અમલદાર છે.

"ક્યાં છે ?

"પાસેની રૂમમાંજ હશે. પરંતુ અજાણ્યા લોકોને રજા વગર અંદર જવાનો હુકમ નથી.

"ભલે, ન જઇ શકાય તો કાંઇ નહીં. તમે બોલાવી આપો. જો કોઇ વસ્તુની ખરીદી થશે તો તમને ઇનામ દઇશું. મોટા લોકોને ત્યાં અમો જઇએ છીએ ત્યારે તેના દરવાનોને ઇનામ આપવાનો અમારો ધારો છે

દરવાને 'બાબુ બાબુ' કહીને સાદ કર્યો, એક ગોરા રંગના બાબુ બહાર આવીને બોલ્યા " શું છે ? "

દરવાન હજુ બોલવા નહોતો પામ્યો કે, રામસિંહ વચ્ચે બોલી પડયો, "આપને મળવા માગું છું.

" કેમ શું કામ છે ? બાબુએ કરડાઇથી પુછયું.

" શું આ મકાનમાંજ બેગમ સાહેબા ઉતર્યા છે ?

" હા આ મકાનમાં. કેમ, તમારે કંઇ કામ છે?

રાધા બજારમાં અમારી મોટી દુકાન છે, રામસિંહે અડાવ્યું. લાલટર્ન, ફાનસ, ટ્રન્ક. ગાલીચા અને બીજા અનેક પ્રકારની એશ આરામની વસ્તુઓ અમારી દુકાનમાં રહે છે. કલકત્તા અને જીલ્લાના મોટા મોટા જમીનદારો અને શ્રીમંતોને ત્યાં અમારો માલ જાય છે, આપ પણુ અમારે ત્યાંથી માલ ખરીદ કરો, એટલા માટે આવ્યો છું

"હમણાં અમોને કોઇ ચીજની જરૂર નથી.

"જયારે પણ જરૂર હોય, ત્યારે જો આપ અમારી દુકાન પરથી ખરીદી કરશો, તો અમે આપને એક રૂપીયા પાછળ એક આના પ્રમાણે કમીશન આપીશું.

"હું કાંઇ દલાલ નથી. બાબુ કાંઇક ઉશકેરાઇને બોલ્યો. "તેમ માલેકનો નિમકહરામ નોકર નથી, જે કમીશન મને આપશો તે પાછું અહીં જમા થશે.

"અમે આપને બજાર ભાવેજ માલ આપીશું. આપ ચાહો તો બજારમાં જઇ ખાત્રી કરી શકો છો.

"પણ અમોને હમણાં કોઇ ચીજની જરૂરત નથી.

"હું કાંઇ એમ નથી કહેતો કે આપ હમણાજ સોદો કરો; જયારે આપને જરૂરત હોય, ત્યારે ઓર્ડર આપજો. બેગમ સાહેબાનું મકાન ક્યાં આવ્યું ?

"તેમના મકાન સાથે તમોને શું લાગે વળગે ?

"આપ ગુસ્સે ન થાઓ, એક મોટા માણુસ આવ્યા છે, તેમની કનેથી એ પૈસા મળવાની વેપારીઓને સ્વાભાવિક આશા રહે છે.

"તો પછી મકાનથી શું મતલબ ?

"મોટા લોકોને ત્યાં વખતો વખત ઉધાર માલ જયા કરે મહીને બે મહીને બીલ મોકલીને રૂપીયા વસુલ થયા કરે છે, તો પછી તેનું સ્થળ જાણ્યા વગર કેમ કામ ચાલે ?

"જ્યારે તમારી દુકાનપર ઉધાર માલ લેવા આવીએ ત્યારે ઠેકાણું પુછજો.

"આપ નારાજ ન થાઓ. અમે મોટા મોટા અમીરોને ત્યાં જઇએ છીએ, જીલ્લાના અમીરો, રાજા, મહારાજાઓ અહીં આવે છે. તેમના કારભારીઓ સાથે અમારો ઘાડો સંબંધ છે, પણ કોઇને આવી રીતે ઠેકાણું જાણવા માગતા તો નાક ચડાવતા નથી જોયા.

"સારૂં, તો જે નાક ન ચડાવતા હોય, તેમની પાસે જાઓ. અહીં આવવાથી કાંઇ ફાયદો નથી. જાઓ નાહક વખત ન ગુમાવો.

આ વખતે બેગમ સાહેબા આવી પહોંચ્યા. દરવાને રામસિંહનો હાથ પકડીને કહ્યું 'તમે હમણાં અહીંથી ચાલ્યા જાઓ. બેગમ સાહેબા આ રસ્તેથી અંદર જવાનાં છે.

"હું આપ સાહેબના રૂમમાં બેસું છું. હજુ કેટલીક વાતો કરવાની છે."

બાબુએ આંખો ચઢાવીને દરવાનને કહ્યું. "એને બહાર કાઢો.

દરવાન રામસિંહનો હાથ પકડીને તેને દરવાજા બહાર સડકપર ખેંચી ગયો. સડકપર ઉભા ઉભા રામસિંહે જોઇ લીધું કે, બેગમ સાહેબા અંદર ગઈ, આ વખતે તે બેગમ સાહેબાનો ચહેરો જોઇ શક્યો નહીં, પરંતુ તેના મનનો સંદેહ લાગ્યો, તેની માન્યતા મજબુત થવા લાગી. તેણે તુરત બહાર ઉભેલા વેશધારી કોન્સટેબલોના કાનમાં કાંઈ વાત કરી અને પોતે એક ભાડાની ગાડીમાં બેસીને ત્યાંથી રવાના થયો.

રાતના નવ વાગતે રામસિંહ થાણામાં આવી પહોંચ્યો. એમહર્સ્ટ સ્ટ્રીટમાંથી ગાડીમા બેસી તે સીધો પોતાના ઉપરી પાસે ગયો તેની સાથે સલાહ મસલત કરી તે અત્યારે કેટલાક પોલીસ કોન્સ્ટેબલો સાથે થાણામાં આવ્યો અને પોશાક અહેરી બહાર નીકળવાની તૈયારી કરી રહ્યો હતો. તેટલામાં એમહર્સ્ટ સ્ટ્રીટમાં રાખેલા કોન્સ ટેબલોમાંથી એક આવીને ખબર આપી કે, "આશરે એક કલાક પહેલાં બેગમ સાહેબા એક ઘોડાગાડીમાં સ્વાર થઇને ક્યાંક ચાલી ગઇ છે.

તેની પાછળ દયાળસિંહ ગયો છે. આ ખબર આપવાને હું ક્યારનો તમોને શોધતો હતો.

બેગમસાહેબાના બહાર ચાલી જવાના ખબર સાંભળીને રામસિંહના મનમાં જરા ચિન્તા થઈ, અને હવે અહીં ક્ષણવાર પણ થોભાવામાં હાની સમજીને રામસિંહ બેગમ સાહેબાના મકાન તરફ કોન્સટેબલોને લઈને ચાલ્યો. રાતને વખતે એકાએક કોઈના મકાનમાં પ્રવેશ કરવો એ કાંઈ અસાધારણ અપરાધ નથી. છતાં તે બે કોન્સટેબલો લઈ અંદર ઘુસી ગયો. જ્યાં દરવાન બેઠો હતો તે સ્થાન ખાલી હતું, બાબુ સાહેબનો રૂમ પણ ખાલી હતો. ટુંકમાં બેગમ સાહેબનું મકાન એકદમ સુનકાર હતું. કાંઈ પણ અવાજ સંભળાતો નથી, તેમ કોઈ માણસ પણ દેખાતું નથી. આ વિશાળ મકાનમાં એક ખુણામાં માત્ર એક દીવો સળગી રહ્યો છે.

રામસિંહ પામી ગયો કે, આ બેગમ અસલી નહીં પણ નકલી છે. તેની આ માન્યતા ખોટી નહોતી, તે સમજ્યો કે, આ સઘળા ફરેબ બનાવટી બેગમના છે. આ પેલી વનત્રાસીની મરીયમજ—બેગમ બનીને હિન્દની રાજ્યધાની કલકત્તામાં આવીને રહી હતી.

રામસિંહ, મરીયમને બરાબર રીતે જોઈ શક્યો હોત જો તેનો ચ્હેરો સ્પષ્ટ નિહાળી શક્યો હોત, તો તેજ વખતે તેને કેદ કરી લેત. પરંતુ શંકામાં ને સંદેહમાંજ આ ચાલાક ચકલી ઉડી ગઈ! કોઈ પણ પ્રકારના આધાર કે સાબેતી વગર તે તેણીને પકડી શક્યો નહીં. કદાચ તે ખરેખર કોઈ બેગમજ હોયતો? મતલબ કે રામસિંહે તેને સ્પષ્ટ રીતે જોયેલી નહીં, તેથી તેને નહીં પકડવામાં ભુલ કરી એમ પણ કહી શકાય નહીં.

મરીયમે રામસિંહને જોઈ લીધો હતો, અને જ્યારે તેણીએ મકાનપર આવીને સાભળ્યું કે. એક માણસ અહીં તપાસ માટે વેપારી બનીને આવ્યો હતો. ત્યારે તેણીએ અહીં રહેવામાં સલામતી જોઈ નહીં. બસ ઝટ ત્યાંથી ઉઠાંગરી કરી પોતાના માણસો સમેત તે રવાના થઈ ગઈ.

રામસિંહે પણ ખાત્રીથી માની લીધું હતું કે આ બેગમ તેની જુના મીત્રમાંની એક હતી તેનાં નવા લેબાશ અને ચીલ ઝડપ ભરી નાશ ભાગે રામસિંહના હૃદયમાં નવું અજવાળું કર્યું.

# પ્રકરણ ૮ મું.

## ફરીથી–શિકારની પાછળ શિકારી.

રામસિંહના અફસોસનો પાર રહ્યો નહીં. હાથ લાગેલો અપરાધી આંખમાં ધુળ નાખીને રફુચક્કર થઈ ગયો. રામસિંહની સઘળી કોશીશ ધુળમાં મળી ગઇ. હા, હજુ એટલી આશા રહી છે કે, ગાડીની પાછળ દોડતો ગયેલો દયાળસિંહ કાંઇ કરી શકે, અને તે પાછો થાણામાં આવી કાંઇક સારા સમાચાર આપે. રામસિંહ સઘળા કોન્સટેબલો સાથે પાછો થાણામાં આવ્યો અને દયાળસિંહના આવવાની ઉન્તેજારીથી રાહ જોવા લાગ્યો,

આશરે દોઢ કલાક પછી દયાળસિંહ હાંફતો હંફતો થાણામાં આવી પહોંચ્યો. રામસિંહે તેને પુછ્યું. "બેગમ કયાં ગઇ ?

દયાળસિંહે કહ્યું. "બલીયાઘટ્ટા સ્ટેશન પર તેની ગાડી ઉભી રહી, આ વખતે ટ્રેન સ્ટેશનમાંજ હતી. બેગમ સાહેબાના માણસો ટીકીટ કઢાવી આવ્યા અને બેગમ સાહેબા ગાડીમાં ચડીને રવાના થઈ ગઇ.

"ટીકીટ કયાંની લીધી છે?

"ડાયમંડ હારબરની. હું એક બીજું કામ કરતો આવ્યો છું.

'શું ? રામસિંહે આતુરતાથી પુછ્યું.

દયાળસિંહ–"સ્ટેશન પર જઇને જોયું કે, બેગમ સાહેબા પલાયન થવા ચાહે છે, ત્યારે ટ્રેન ઉપડવાની સાથેજ મેં ડાયમંડ હારબરની રેલવે પોલીસ પર એક ટેલીગ્રામ રવાના કરી દીધો કે, એક સ્ત્રી બેગમના લેબાશમાં શાહી શરંજામની સાથે ફર્સ્ટ કલાસમાં બેસી ડાયમંડ હારબર જવા ઉપડી છે. બેગમ હમણા જો કે અપરાધી નથી, પણ થવાની છે. તેની પર અહીંની પોલીસને મોટો સંદેહ છે; ત્યાંની પોલીસે ખુબ સાવચેત રહેવું. એવું ન થવા પામે કે, તેણી પોલીસની પ્રબંધ જાળ તોડીને ત્યાંથી છટકી જવા પામે.

"શાબાશ! ખૂબ કરી. રામસિંહે આનંદમાં આવી જઇને કહ્યું અને દયાળસિંહની બુદ્ધિની તારીફ કરી

રામસિંહ તુરત ત્યાંથી દયાળસિંહને સાથે લઈ સ્ટેશન પર પહોંચ્યો. સ્ટેશન પર ટ્રેન હાજર ન્હોતી. એટલે રામસિંહને ફરજ્યાત પોતાના વેગને અટકાવવો પડયો. પરંતુ તે ત્યાં નકામો ન બેઠો, તેણે ડાયમંડ હારબરની પોલીસને પાછો એક તાર કર્યો. અને તે પછી

પોતે, બેગમ સાહેબાની ચાલાકી અને તેને પકડી પાડવાનો સુયોગ—એ બંને બાબતની મનમાં પ્રશંસા કરવા લાગ્યો.

રામસિંહ સ્ટેશનના ફર્સ્ટ કલાસ વેઈટીંગ રૂમમાં એક આરામ ચેર પર પડયો હતો. થોડીવાર પછી તેનું ધ્યાન સામેની ઘડીયાળ તરફ ગયું અને તે એકદમ ઉઠીને બેઠો. તે મનમાં બબડયો. "હજુ સુધી જવાબ કેમ ન આવ્યો ? ગાડી તો ત્યાં પહોંચી ગઇ હશે. તે હજુ વધુ વિચાર કરે તે પહેલાં ડાયમંડ હારબરની પોલીસ તરફનો તાર આવ્યો. તેમાં લખ્યું હતું કે, "બેગમના લેબાસમાં એક પણ સ્ત્રી અહીં ઉતરેલી જોવામાં આવી નથી. ચાર પાંચ નીચા દરજ્જાની સ્ત્રીઓ ઉતરી હતી. સઘળીની ટીકીટો થર્ડ કલાસની હતી. ફર્સ્ટ કલાસની એક ટીકીટ હતી, પણ તે છાવણીના એક યુરોપીયનની હતી.

જવાબ વાંચીને રામસિંહ મનમાં બોલ્યો, "ચબરાક મરીયમે દગો દીધો, ડાયમંડ હારબરની ટીકીટ કઢાવીને વચમાં કોઇ સ્ટેશન પર ઉતરી પડી છે. જ્યાં ઉતરી હશે ત્યાં ટીકીટ તો આપી દીધી હશે. ફર્સ્ટ કલાસની ટીકીટો આ લાઇનોમાં રહે છે પણ કેટલીક ?

તેજ વખતે ડાયમંડ હારબર જવાને એક ગાડી તૈયાર થઈ. રામસિંહ અને દયાળસિંહ બંને તેમાં ચડી બેઠા. ઉપડવાનો ટાઇમ થતાં ફક ફક ધુંવો કહાડતી રેલવે ચાલતી થઇ.

રામસિંહ દરેક સ્ટેશન પર ઉતરી સ્ટેશન માસ્તરને પુછતો જતો હતો કે, ફર્સ્ટ કલાસની ટીકીટવાળી કોઈ સ્ત્રી અહીંયા ઉતરી હતી યા નહીં ?

રામસિંહ અત્યારે પોલીસ અમલદારના પોતાના અસલ ડ્રેસમાં હતો તેનો ડ્રેસ જોઈને સ્ટશન પરના સઘળા નોકરો તેના પ્રશ્નોનો યોગ્ય ઉત્તર આપવામાં ઢીલ કરતાં ન હતા. ડાયમંડ હારબાર સુધીના દરેક સ્ટેશનો પર આ પ્રકારની પુછપરછ શરૂ રાખવામાં આવી હતી. પરંતુ છેવટે ડાયમંડ હારબરમાં રામસિંહ કાંઇપણ ખબર મેળવ્યા વગર ઉતર્યો. કોઇ પણ સ્ટેશન પર કોઇએ પણ તેવી એક સ્ત્રી ઉતરતાં જોઈ નહોતી. એથી રામસિંહની અજાયબીનો પાર ન રહ્યો.

જ્યારે ડાયમંડ હારબરમાં પણ કાંઇ પત્તો ન લાગ્યો, ત્યારે રામસિંહે દયાળસિંહને પુછયું. "તેણીએ ફર્સ્ટ કલાસની ટીકીટ કઢાવી તે તમે તમારી આંખોથી જોઇ હતી ?

"જ્યારે બેગમ સાહેબાના માણસો ટીકીટ લેવા માટે ટીકીટ ઓફીસ આગળ ગયા, ત્યારે હું તેમની પાછળ થઇ ગયો. ફર્સ્ટ કલાસની ટીકીટવાળી બારી પાસે વધુ ભીડ નથી. હું બરાબર જોઇ શકયો કે તે ટીકીટ ફર્સ્ટ કલાસની લેવામાં આવી. અને તે ડાયમંડહારબરનીજ હતી.

"તમે બેગમને ગાડી પર ચડતાં જોઇ હતી ?

"તેણી ગાડી પર ચડી, તે મેં મારી આંખોએ જોયું છે. જો મારી પાસે વારંટ હતે, તો હું તેજ વખતે પકડતે. જો આપ હતે તો પણ પકડી શકત. પરંતુ હું એક સાધારણ કોન્સટેબલ એવા કામમાં કેમ હાથ નાખી શકું? વળી આ વાત પણ નક્કી નહીં કે, તે અસલી બેગમ છે યા નકલી છે.

રામસિંહ ટીકીટ ચેક કરવાવાળા પાસે ગયો અને કહ્યું. "જુઓ મીસ્ટર, અમારો એક અપરાધી અહીંયા નાસી આવ્યો છે, અને તે એક ઓરત છે. પહેલાં જે ટ્રેન આવી, તેમાં બેસીને તે અહીં આવેલી છે. તેનો ઘણો ખરો પત્તો પણ લાગ્યો છે. હું તે સંબંધમાં તમોને થોડા પ્રશ્નો પુછવા માગું છું, આશા છે કે, તમે તેના બરાબર જવાબ આપશો. આ વાત ખ્યાલમાં રાખશો કે, અમો મહાન બ્રિટીશ સરકારના અપરાધીનો પત્તો મેળવવા આવ્યા છીએ.

"આપને જે કાંઇ પુછવું હોય તે પુછો, હું જે કાંઈ જાણુતો હોઇશ, તે છુપાવવાનું કારણ નથી. પેલા બુકીંગ કલાર્કે કહ્યું.

"શું તે ટ્રેનમાંથી ફર્સ્ટ કલાસ ટીકીટનો એક પણ પેસેન્જર નથી ઉતર્યો ?

"હા, એક પેસેન્જર હતો, પણ તે સ્ત્રી નહીં, છાવણીનો એક અંગ્રેજ હતો.

"બસ તે એકજ ટીકીટ હતી ?

"જી હા. અને તે વખતે તપાસ કરવાને માટે પોલીસ પણ અહીંયા હાજર ઉભી હતી.

"કોઇ અમીરી પોશાક પહેરેલી સ્ત્રી નહોતી ઉતરી ?

"જી, નહીં. ફક્ત ચારપાંચ હલકા દરજ્જાની સ્ત્રીઓ ઉતરી હતી. તે બધીની ટીકીટો થર્ડ કલાસની હતી.

"તે સઘળીઓના ચહેરા તમે ઓળખી શકો ?

"નહીં, તેની સામે એક ધ્યાનથી જોવાનું થોડું હોય છે? બસ ટીકીટ આપીને પશાર થતાં જાય. હા, એટલું યાદ છે કે, સઘળીઓનાં કપડાં મેલાં હતાં અને તેની પાસે એક એક કપડાં વિગેરેની પોટલી હતી.

"તેમાં કોઇ ૨૪—૨૫ વર્ષની સરખા અને ગોરા શરીરની સ્ત્રી હતી?

"જી, નહીં. અને કદાચ હોય તો તે મારા ખ્યાલમાં નથી. જ્યારે ટ્રેન આવી ત્યારે તો હું સુતેલો હતો. એક ખલાસીએ આવીને મને જગાડયો હું આંખો ચોળતો ઝડપથી ઉઠીને મારી ડયુટી પર હાજર

થઈ ગયો. પેસેન્જરોનું ટોળું ધક્કાધક્કી કરતું ટીકીટો આપીને પસાર થતું હતું. તેમાંથી તેવી કોઈ સ્ત્રીને માટે અનુમાન કરવું મુશકેલ છે. વળી જ્યારે તેમ કરવાનું કોઇ ખાસ કારણ ન હોય, તો પછી ધ્યાન પણ કેવી રીતે રહે ? આપની તરફના તારને લીધે રેલવે પોલીસ નિ:સંદેહ ઘણીજ તકેદારી રાખીને ઉભી હતી.

રેલવે પોલીસને પુછપરછ કરવા છતાં પેલી મેલાં કપડાવાળી સ્ત્રીઓના સંબંધમાં કાંઈ જાણવા જોગ ન મળ્યું, ત્યારે રામસિંહ ચિન્તાતુર અને નિરાશ થઇને કલકત્તા તરફ પાછો ફરવાને તૈયાર થયો. પુછવાથી જણાયું કે કલકત્તા ઉપડવા વાળી ગાડીને હજુ વાર છે. તેથી વેઇટીંગ રૂમમાં જઈ તે એક આરામ ખુરશી પર પડયો.

રામસિંહ વિચારવા લાગ્યો, આ બેગમ બીજી કોઈજ નહીં. પણ જરૂર પેલી મરીયમજ છે. પણ શું મરીયમ કાંઇ જાદુ મંતર જાણે છે કે, પંખી બનીને ઉડી ગઇ ? ઘણા ઘણા ચોર લુટારા જોયા, મોટા મોટા ઠગો અને બદમાશોની ખોડ ભુલાવી દીધી; પરંતુ આવી ચાલાકી કયાંઇ ન જોઈ! પોલીસની હીલચાલ પર આ રીતે નજર રાખીને આમ બે ધડક રીતે કોઇને નાસી જતાં નથી જોયાં મરીયમ મનુષ્ય સ્ત્રી છે યા ડાકણ ? મરીયમ સ્ત્રી છે, છતાં ખરેખર પુરૂષોના પણ કાન કાપે તેવી છે !

ટિકીટનો ઘંટ વાગ્યો. પેસેન્જરો ટીકીટ કઢાવા માટે એક બીજા પર તુટી પડતા હતા, પણ આ ગડબડ બધી માત્ર થર્ડકલાસ બારી ઉપર થતી હતી—ફર્સ્ટ યા સેકન્ડમાં નહીં. રામસિંહ ખીસ્સામાંથી ચીરૂટ કાઢીને દીવાસળીથી તેને સળગાવવા જતો હતો. તેટલામાં એક યુરોપીયન ચમચમતા બુટ પહેરીને તેની પાસેથી પસાર થતાં તેની અડફટ લાગવાથી દીવાસળી તેનાં હાથમાંથી પડી ગઇ.

રામસિંહે તે યુરોપીયન ગૃહસ્થને અદબથી સલામ કરી, અને ચીરૂટ તથા દીવાસળીની પેટી પાસેના ટેબલપર મુકી ઉભો રહ્યો.

સાહેબ ઘણો લાયક હતો તેણે હસીને કહ્યું. "બેઠ જાઓ બાબુ તુમ તો કલક-તેકે પુલીસ માલુમ હોતે હો.

રામસિંહ ખુરસીપર બેઠો અને બોલ્યો. "જી, હાં હમ કલક-તે કે પુલીસ હૈં.

"યહાં કિસ લીયે આયે હો ? સાહેબે પુછ્યું.

"હમારા એક અસામી (આરોપી) ભાગ આયા હૈ.

"ઉસે પકડ પાયા ?

"જી, નહીં.

"યહ કેસા આસામી હે ?

"એક ઓરત હે.

"ઓરત! આરત ભાગ ગઇ હે? સાહેબે અજબ થઇને પુછ્યું.

"તહેકીકાત હો રહીથી; ખબર પાતેહી નિકલ ભાગીહે.

"યહ કેસી આરત હે?

"ઉસ્કી ઉમ્ર ૨૪-૨૫ વર્ષકી હોગી. બદન ખુબસુરત વ સુડોલ હે. અભી જો ગાડી આઈ, ઉસસે પહેલેકી ગાડીમા સવાર હો વહ યહાં આઇ હે, ઉસકા ટીકીટ ફર્સ્ટ કલાસકી થા.

"ઓઈ, તબતો ઉસને હમકો ભી ધોખા દીયા.

"અમ જીસ ઓરતકી બાત કર રહે હેં, કયા ઉસસે આપકી મુલાકાત હુઈ થી ? રામસિંહે આતુર થઈને પુછ્યું.

"ખાલી મુલાકાત નહીં, વો દગા ભી દે ગઈ હે.

"એસા? હમસે યદિ આપ સબ હાલ બયાન કરેંગે તો દયાવાન બ્રિટીશ સરકારકો એક પેચીલે મામલેકા પત્તા મીલનેમેં બહુત કુચ્છ સહાયતા હોગી.

" હમ ઉસી ટ્રેનસે યહાં આયા અબ લોટ રહા હે. જબ હમ સ્ટેશન પહુંચા, તબ ગાડી છુટનેકોહી થા, હમારા નોકર હમારે પીછે થા. હમ ટીકીટ કટા નહી શકે. ડાયમંડ હારબરમેંહીં સબ દામ દે દેગે, ગાડીમે ચઢે, તો દેખા એક સુંદર ઓરત અકેલી બેઠી હે.

" ઉસકી ઉમ્ર અંદાજ કીતની હોગી ? ઉસકે કપડે કેસે થે?

"એક મેલા કપડા પહને હુઇથી, ઓર એક મેલેહી કપડેસે બશ બદન ઢાંકા હુઆથા, જહાં બેઠીથી ઉસકી પાસહી એક ગસડી રખ્ખી હુઇથી હમને ઉસે દેખા ઓર મનમેં સોચા કી અનજાન ઓરતને સમઝે બિગર ફર્સ્ટકલાસમેં ડેરા ડાલા હે. ઉસકો હમને પુછા: "તુંમહારા ટીકટ કહાં હે ? ટીકીટ ઉસકે બાંયે હાથમેથી વહ ઉસને દીખા દીયા. દેખા તો ટીકીટ ફસ્ટ કલાસકા હે. મુઝે બડા તાજ્જુબ હુઆ. કયોંકી ઉસકે કપડાંસે તો વહ ફસ્ટ કલાસ્કી મુસાફિર માલુમ નહીં હોતી થી. હમને ઉસસે કહા "હમ ભલે આદમી હે. તુમ ઓરત હો, એક બાત પૂછતે હેં."

ઉસ ઓરતને હલકે અવાજસે કહા "કયા?

"કયા તુમ બહોત સુખી હો ? હમને પુછા.

"નહીં સાહેબ મેં ગરીબ ઓરત હું.

" તબ પહેલે દરજેકી ગાડીમેં સવાર હો કયોં સફર કર રહી હો ?

"સફર દુરકી નહીં હે, જબ સ્ટેશનપર આઇ તો દેખા—એક તરફ

ટીકીટ લેનેકે લીયે બહુત આદમી જુકે હે ઔર દુસરી તરફ બહુત કમ હે. મેંને સોચાકી યહાં ઓરતો કી ટીકીટ કટતે હેં. સો વહીસે અપના ટીકીટ કટા લાઈ નોટ દીયા થા, જીતને રૂપયે બાબુને ગિન કર દે દીયે ઉતને લે લીયે. કુલીને ટીકીટ દેખકર યહાં પે ગઠડી લા ધર દી, મેં ભી સાથ સાથ બેઠ ગઈ. ટીકીટમેં હી સબ રૂપયે ચલે ગયે મેરે પાસ તીન રૂપયેકે સિવા એક પૈસાભી બાકી ન રહા.

"ઉસકી ઇનિ બાતોંસે હમ તો યહી સમઝા કી ઉસને ભુલ કરકી ફર્સ્ટ કલાસકા ટીકીટ લે લીયા હે, ઔર નુકસાન ઉઠાયા હે. હમ બિના ટીકીટ લીયેહી ચઢ બેઠે થે; ઇસ લીયે ઉસસે કહા. 'તુમને ધોખા ખાકર જ્યાદા દામકા ટીકીટ કટા લીયા હે. યદિ બેચ દો તો હમ તુમારે લીયે લે લેં, ઔર તુમ્હે કમ દામકા ટીકીટ કટા દે. ઇસિસે તુમ્હે ઇસ ગાડીસે ઉતર કર દુસરી ગાડીસેં જાના હોગા.

ઔરતને હમારી બાત કબુલ કીયા. હમને દુસરેહી સ્ટેશન પર થર્ડ કલાસકા ટીકીટ ઉસે દીલવા દીયા ઔર તીસરે દરજ્જેકી ગાડીમેં બેઠા કર હમ અપને કમ્પાર્ટમેન્ટ મેં જા બેઠે. અબ માલુમ હુવા કી વહ ભુલને વાલી નહીં, ભુલાવેમેં ફસાને વાલી હે. દેખીયે ન, કૈસી ચાલાકી કે સાથ વહ યહ ચાલ ચલી હૈ.

સાહેબની વાત એક ચિત્તે સાંભળી લીધા પછી રામસિંહે પુછ્યું. "જબ આપ ગાડીસે ઉતરે તબ ઉસીકો આપને દેખા થા?

"જી' હાં; દેખાથા.

"ફીર કહાં ગઈ, વહ શાયદ આપને નહીં દેખા.

"જબ હમ સ્ટેશનસે બહાર આ અપની ગાડીમેં બેઠને ચલે, તબ વહ એક કિરાયેકી ગાડીમેં બેઠ ન જાને કિધર ચલી ગઈ.

આ વખતે ટ્રેન ઉપડવાની ઘંટી વાગી, સાહેબ ગાડીમાં ચડી બેઠો. રામસિંહ ત્યાં બેસી રહ્યો.



# પ્રકરણ ૯ મું.

## પીછો–શિકારની પાછળ શિકારી (ચાલુ).

રામસિંહ વેઇટીંગ રૂમમાંથી બહાર નીકળીને જ્યાં ભાડાની ગાડીઓ ઉભી રહે છે. ત્યાં જઈને ઉભો રહ્યો.

આ વખતે ત્યાં માત્ર ત્રણ ગાડીઓ હતી. રામસિંહે એક ગાડીવાનને પુછ્યું. "હમણા જે ટ્રેન આવી, તેના પહેલાની ટ્રેનને વખતે તું અહીં હતો ?

"જી, હા." ગાડીવાને કહ્યું.

"તારી ગાડીમાં કોઈ ૨૪–૨૫ વર્ષની ખુબસુરત સ્ત્રીને તું લઈ ગયો હતો?

"મારી ગાડીમાં નહીં, પણ મદારનની ગાડીમાં તેવી એક સ્ત્રી ગઈ હતી.

"મદારન તે સ્ત્રીને ઉતારીને પાછો ફર્યો છે કે?

"હા, તે ક્યારનો પાછો આવ્યો છે.

"હમણાં તે ક્યાં છે ?

"જુઓ સામે ઉભેલી તેજ તેની ગાડી છે.

"જરા તેને બોલાવતો.

ગાડીવાન ગાડીપરથી ઉતરીને મદારનને બોલાવી લાવ્યો. રામસિંહે તેને પુછ્યું. "આ પહેલાની ટ્રેનમાં ઉતરેલી એક સ્ત્રીને તું ક્યાં ઉતારી આવ્યો ?

"તેને મેં કાદાખાલ ઉતારી હતી, ત્યાંથી હોડીમાં બેસીને કોણ જાણે ક્યાં ગઇ. મેં તેને કીનારા પર હોડી સુધી પહોંચાડી દીધી હતી.

"જ્યાં તું તેણીને છોડી આવ્યો, ત્યાં મને પણ લઈ ચાલ.

તુરત મદારનને ગાડીનું બારણું ખોલ્યું અને રામસિંહ તથા દયાળસિંહ તેમા બેસી ગયા. થોડા વખતમા ગાડી ધારેલે ઠેકાણે જઇપહોંચી.

ખાડી પાસે આવીને રામસિંહે ત્યાંના સઘળા માછીયોને બોલાવીને પુછ્યું. "આ ગાડીમાં બેસીને એક સ્ત્રી આવી હતી, તે અહીંથી કોની હોડીમાં બેસીને ગઈ.

માંઝી બરકતઅલીએ કહ્યું "સાહેબ, તે જેની હોડીમાં બેસીને ગઇ છે, તે હજુ પાછો ફર્યો નથી, તેમ હમણાં પાછો ફરવાની વકી પણ નથી. કારણ કે તે 'રત્નપાખી' ના જંગલ સુધી જવાનો છે.

"ચાલો હું ડબલ ભાડુ આપીશ, હમણાંજ મને ત્યાં લઇ ચાલો, બોલો શું કહો છો ?

"બહુ સારૂં, અમારૂં તો એ કામજ છે. બરકતે કહ્યું

રામસિંહે ગાડીવાનને ભાડુ આપી રવાના કરી દીધો, અને પોતે બંને જણા હોડીમાં બેસી ગયા માંઝીએ હલેસા મારવા શરૂ કર્યા અને હોડી ચાલવા લાગી.

રાતનો અમલ પુરો થઇને પ્રભાતનો ઉજ્વળ અમલ શરૂ થઈ ચુક્યો હતો. સમુદ્રની શાન્તસફરથી રામસિંહનો થાક પણ ઉતરી ગયો;

છતાં તેની ચિન્તામા ઘટાડો થયો નહોતો, તે મનમાં વિચાર કરી રહ્યો હતો કે આ તરફ મરીયમ ક્યાં ગઇ હશે ? સાંભળ્યું છે કે, પ્રથમ રત્નપાખીના જંગલમાં ચોર લુટારા રહ્યા કરતા હતા. મરીયમની પણ એક ટોલકી છે. મૈમનસિંગના જંગલમાંથી નીકળીને શું અહી રહેઠાણ કર્યું હશે કે, કલકતામાંજ રહી હશે ? કદાચ મારા તરફની હીલચાલ જાણી જઇને તે પોતાની ટોળીમાં ચાલી ગઇ હોય. જો ત્યાં પોતાની ટોળી સાથે હશે તો અમે બે જણા ત્યાં જઇને શું કરી શકશું ? મૈમનસિંગ વાળા જંગલમાં જે સ્થિતિ થઇ તે અહીંયા પણ થાય તો કદાચ જીવ ઉપર પણ આવી બને.

પ્રભાતનો સુર્ય હવે ન રહ્યો, જેમ જેમ બપોરનો ટાઇમ નજીક આવતો ગયો તેમ તેમ તેની ગરમી વધતી ચાલી. માંઝી હલેસા મારતો હોડી ચલાવી રહ્યો છે એટલામાં સામેથી એક હોડીને આવતી જોઇને માંઝીએ કહ્યું; "દરોગા સાહેબ, પેલીજ હોડી સામેથી આવતી જણાય છે. રામસિંહે પુછ્યું–કઇ.

જેમાં બેસીને પેલી સ્ત્રી ગઇ; તેણીને પહોંચાડીને તે પાછી ફરે છે.

રામસિંહે માંઝીને હોડીને વલાણુ આપી, પેલી હોડીની તરફ હંકારવા કહ્યું, નજીક આવી પહોંચતાં હોડીના મલ્લાહને પુછ્યું "તું તારી હોડીમાં કોને બેસારી ગયો હતો ?

"જી, એક ઓરત હતી.

"તેને ક્યાં ઉતારી ?

"નૌદા ગામને કિનારે,

"શું તેણી તે ગામ તરફ ચાલી ગઇ.

"જી. હા; તેણે મારૂં ભાડુ ચુકવી આપયું અને પોતાના ગામ તરફ ચાલી ગઇ.

"તેની સાથે એક ગાંસડી હતી, તે શું પોતાની સાથે લઇ ગઇ.

"ગાંસડી ! હા, જ્યારે તે આવી અને હોડીમાં બેઠી તે વખતે ગાંસડી હતી, પણ કિનારે ઉતરી તે વખતે બે ત્રણ કપડાં સિવાય તેના હાથમાં બીજું કાંઇ ન્હોતું તે વખતે ગાંસડી વિસે મને ખ્યાલ પણ નહોતો. આપ અત્યારે પુછો છો ત્યારે યાદ આવે છે.

"સારૂં અંદર જઇને જરા જુઓ તો સહી, કાંઇ છે યા નહીં ?

મલ્લાહ ઉઠયો અને અંદર જઇને જોવા લાગ્યો જોઇને પાછો આવીને કહ્યું. "બાપુ સાહેબ, બીજું તો કાંઈ નથી. ફકત નાળીયેરના છોતરા બે ત્રણ પાકેલા બેલ અને આલુની તરકારી; એટલો સામાન પડયો છે.

રામસિંહે ખ્યાલ કર્યો કે ઠગારી મરીયમે થાપ મરવા આ સઘળી વસ્તુઓ સાથે લીધી હતી, અને જ્યારે તેની જરૂર ન રહી, ત્યારે ફેંકી ને ચાલતી થઇ, રામસિંહે માંઝીઓને કહ્યું:—

"ચાલો હવે જલદી કરો. આપણે ઝડપથી પહોચવું જોઇએ.

"માંઝીઓ ઝડપથી હલેસા મારવા લાગ્યા, અને બીજી હોડી ડાયમંડ હારબર તરફ ચાલતી થઇ.

બપોરે બાર વાગતાને સુમારે રામસિંહ વાળી હોડી નોદા ગામના કીનારે આવી પહોંચી. રામસિંહ અને દયાળસિંહ નીચે ઉતરી પડયા. રામસિંહે માંઝીઓને કહ્યું "જુઓ, બનશે ત્યાં સુધી તો અમે જલદીથી પાછા ફરશું, પણ જો એક બે દીવસમાં ન આવી શકીયે તો તમે ચાલ્યા જજો, અમે જરૂર આવશું અને તમારૂં ભાડું અને ઉપરાંત ઇનામ આપીને તમોને રાજી કરીશું.

માંઝીઓએ થોભી જવાનું કબુલ કર્યું, રામસિંહ અને દયાળસિંહ ગામ તરફ ચાલ્યા. ગામ કહેવાથી જેવી વસ્તી ધારી શકાય, તેવી વસ્તી અહીં હતી નહી. ઘાટ બાટનું નામ નથી માત્ર સમુદ્ર કીનારાપર દસબાર ઝુંપડા જેવા મકાનો છે અને તે પણ જંગલી મનુષ્યોના.

રામસિંહના ત્યાં પહોંચવાથી ગામના લોકો જોવાને માટે તેમની પાસે આવ્યા સઘળાએ પોત પોતાની કલ્પના અને તરંગ અનુસાર તેઓને સારા નરસા કહ્યા. કોઇએ સાહેબ હોવાનું કહ્યું તો કોઈએ ફિરંગી કહ્યા.

રામસિંહે તે ટોળાને પુછ્યું "આજે સવારે અહીં કોઈ ઓરત આવી હતી ?

ટોળામાંથી એકે કહ્યું "હા, એક ઓરત નાવમાંથી ઉતરીને આવી હતી. પણ તે તો અમારી સાથે થોડી વાતચીત કરીને અહીંથી ચાલી ગઈ.

"કયાં ચાલી ગઇ?" રામસિંહે પ્રશ્ન કર્યો.

"તે મને ખબર નથી" પેલાએ કહ્યું

એક માણસે કહ્યું, જયારે હું રાયબાંકાથી અહીં આવતો હતો, ત્યારે મેં એક ઘણી ખુબસુરત સ્ત્રીને જોઇ હતી, તેનું શરીર સુંદર અને ભરેલું હતું."

"કયારે જોઈ હતી?

"હજુ થોડીવાર પહેલાજ, તેને મેં જોઈ ત્યાર પછી મકાન પર આવીને પાછો મેદાનમાં ગયો, ત્યાંથી લાકડાનો એક ભારો લાવ્યો અને તે લઇને આપને અહીં જોવા આવ્યો."

"રાયબાંકા અહીંથી કેટલે દુર છે ?

"આ ગામની પછી મેદાન છે અને મેદાનની પેલી પાર રાયબાંકા છે.

રામસિંહે હવે ઝડપથી કામ લીધું. બંને રાયબાંકાની તરફ ચાલ્યા રાયબાકામાં પહોંચતાં ખબર મળી કે, અહીંયા એક સુંદર સ્ત્રી આવી હતી. અહીંથી તેણી નાહી, ધોઇ ખાઇ પીને પછી ગોબરપોત તરફ ચાલી ગઇ.

વખત બપોરનો હતો, તડકો જોરથી પડતો હતો, પણ તેની દરકાર નહીં કરતાં પુર ઝડપે બંનેએ ગોબરપોતનો રસ્તો લીધો.

રાયબાંકાથી ગોબરપોત આશરે ત્રણ ગાઉ છે. ત્યાં પહોંચતાં બે વાગી ગયા. અહીં પણ મરીયમ મળી નહીં. ગામ લોકોએ કહ્યું. કે "બે ઘડી પહેલાં તે અહીંયા હતી" રામસિંહે વધુ પુછપરછ કરતાં જાણ્યું કે તે રત્નપાંખીના જંગલ તરફ ચાલી ગઈ હતી.

ભુખ અને તરસથી રામસિંહનું ગળું સુકાતું હતું, ચહેરાપર કાળાશ આવી હતી. કલકત્તામાં જે ખાધું હતું, તે પછી હમણા સુધી તેણે ખાધું નહોતું. આખી રાત પસાર થઇ, દીવસ પણ પસાર થતો ચાલ્યો, છતાં તેના પેટમાં લેશ પણ અન્ન કે પાણી ગયું નથી. છેવટે દયાળસિંહે કહ્યુ. "હવે તો મારાથી ચાલી શકાતું નથી. તે જંગલની તરફ ભાગી છે, ત્યાં પહોંચવા પછી તેનો પત્તો મળવો અશકય છે. ગમે તેટલી હાડમારી અને મહેનત ઝેહમત ઉઠાવવ્યા છતા પણ જ્યારે તે ન મળી, તો પછી હવે હેરાન પરેશાન શું કામ થવું જોઇએ? આપનો ચહેરો એકદમ કાળો પડી ગયો છે. બસ, હવે તો મહેરબાની કરી બસ કરો.

"ત્યારે હવે શું કરવું જોઇએ ?

"બીજુ કાંઇ નહીં, પણ કાંઇક અન્ન પાણી લઇને પછી ચાલીએ; નહીં તો પ્રાણ બચવા મુશકેલ છે."

"હું તારૂં કહેવું કબુલ કરૂં છું, પણ વાત એવી છે કે, પહેલાં આપણે તેનાથી ત્રણ કલાકનો રસ્તો પાછળ હતા. હવે માત્ર એક કલાકનો રસ્તો છે. માટે એક મંજલ સુધી ધીરજ ધરીને મારી પાછળ ચાલ્યો આવ તો મરીયમ આપણા હાથમાં છે."

"પણ પેટમાં કાંઈ નથી, ચાલવું કોના બળ પર ?"

"ખાવા પીવાની પંચાતમાં જો પડશું, તો હાથ આવેલો શિકાર ચુંગાલમાંથી નીકળી જશે, અને પછીથી તેનો પત્તો મળવો મુશકેલ થશે.

"સારૂં, પણ જો અહીંયા દુધ મળે તો પુછીયે.

ગામ લોકોને પુછતાં જવાબ મળ્યો કે, "અહીં કોઇ દુધ વેચતું નથી."

"રામસિંહ—"ખાવા પીવાની કોઇ પણ ચીજ મળે છે કે નહીં?

"જી, નહીં. અહીં કાંઇ પણ મળતું નથી. જે ગામ હમણા તમે છોડી આવ્યા ત્યાં ગોળ અને દાળીયા મળે છે."

"શું આફત! રામસિંહ બબડયો.

દયાળસિંહે ગામ લોકોને ધમકીના તોર પર કહ્યું. "હમારા સાહેબ કંપની સરકારના મોટા અફસર છે, અને તેને અહીં ભુખે રહેવું પડે, એ કેવી શરમની વાત છે?

દયાળસિંહની ઉપલી ધમકીની લોકો પર અસર થયેલી જણાઇ, તેમાંથી એકે કહ્યું "અમારે ત્યાં દુધ રહે છે અને હમણા પણ છે. સઘળાને ત્યાંથી થોડું થોડું લાવવામાં આવે તો ઘણું દુધ એકઠું થઇ જાય. પરંતુ ગરમ દુધ મળશે."

ગરમ હોય યા ઠંડુ હોય, ભૂખ્યા તરસ્યા મુસાફરને માટે તો તે અમૃત છે. ગામ લોકોએ ત્રણચાર શેર દુધ, અનેબશેર ત્રણશેર જેટલો ગોળ લાવીને હાજર કર્યો રામસિંહ અને દયાળસિંહે આનંદ સાથે તેનો આહાર કરીને, રત્નપાખીના જંગલ તરફ ચાલતી પકડી.



# પ્રકરણ ૧૦ મું.



## હિમ્મતની હદ. રત્નપાખીના જંગલમાં—મરિયમની ગિરફતારી.

---

સમુદ્રથી આશરે ત્રણ ગાઉ દુર રત્નપાખી નામનું એક મોટું જંગલ છે. કહેવામાં આવે છે કે, પુરાણા વખતમાં આ જંગલમાં રત્નપાખી નામનો એક મોટો પરાક્રમી લુટારો રહેતો હતો, એટલા ઉપરથી આ જંગલનું 'રત્નપાખી' નામ પડયું.

હમણા તો અંગ્રેજ સરકારે કાપી વાઢીને આ જંગલમાં ઘણાં ગામો વસાવી દીધા છે. તો પણ કેટલોક ભાગ હજુ ઘીચ ઝાડીઓથી અંધકારમય રહેલો છે. તેનો વિસ્તાર લગભગ બાર પંદર ગાઉમાં હશે.

દયાળસિંહને સાથે લઇ કિસ્મતના ભરૂસાપર રામસિંહે જંગલમાં પ્રવેશ કર્યો. જંગલમાં કોઇ રસ્તો નથી. હા, કબાડીઓના જવા આવવાથી એક ન્હાની સરખી કેડી પડી છે, અને તે પણ વચવચમાં ઝાડના પાંતરાઓથી કેટલીક જગ્યા ઢંકાઇ ગયેલી છે.

આગળ રામસિંહ અને પાછળ દયાળસિંહે એમ બંને જણા ચૂપકીથી ચાલ્યા જાય છે—આ મુશકેલ અને ઉતાવળી મંજલથી શ્વાસો શ્વાસ ભરાયા જાય છે. આશરે બે ગાઉ રસ્તો પસાર કરવા પછી દયાળસિંહે કહ્યું —"સરકાર, હવે અહીંથી પાછા ફરીએ ? નોકરી કાંઇ પ્રાણથી અધિક નથી. સામે જે જંગલ દેખાય છે, તેમાંથી પાછું ફરવું મુશકેલ છે.

"દયાળસિંહ! તું ડરે છે?"

"હા, હું તો ડરૂં છું."

"જ્યારે પોલીસનું કામ ઉઠાવ્યું, ત્યારે વળી ડરવાનું કેવું?

"જ્યારે પ્રાણજ નીકળી જશે, તો પછી નોકરી કોણ કરશે?

"ફકત નોકરીને માટેજ હું આ કામ નથી કરતો, ફરજ ઉપરજ હું હમેશાં ભાર મુકતો આવ્યો છું. નોકરી ભલે જાય, પણ ફરજમાં પશ્ચાત પડવાનો કલંક તો નહીંજ સહેવાય,

"સાહેબ! મારી એક વાત સાંભળશો? દયાળસિંહે કહ્યું.

"શું વાત છે, કહોતો ?·

"હું એમ કહેવા માંગું છું કે, તે ફરંદી સ્ત્રી આ જંગલમાંજ આવી હોય તેની કાંઈ સાબીતી છે?

"સાબીતી તો કાંઇ નથી.

"તો પછી આ ઝેહમત શા વાસ્તે ?

"ગામ લોકોએ કહ્યું કે, તેણી આ જંગલ તરફ ચાલી ગઈ છે. તેથી નસીબને ભરૂસે જઇએ છીએ."

"તે કદાચ બીજે રસ્તેથી ચાલી ગઇ હોય તો?"

"હા, તે બીજે રસ્તે જઇ શકે, પણ જ્યારે ગામમાંથી આ તરફ આવી હશે, ત્યારે આ રસ્તેથી જવાનુંજ તેણે પસંદ કર્યું હશે.

આ પ્રમાણે બંને વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા. પણ તેઓની ચાલ તેમજ ઝડપમાં જરા જેટલો ફેર પડયો નહોતો.

જરા વધુ આગળ વધ્યા કે રામસિંહની નજર એક નહેરની તરફ ગઇ. રામસિંહનું કલેજું ધડકવા લાગ્યું. તેણે દયાળસિંહનો હાથ પકડી લીધો અને પાસેના એક ઝાડ પાછળ સંતાઇ ઉભા.

દયાળસિંહે રામસિંહના કાનમાં મ્હોંડું ઘાલીને પુછ્યું:—"શું છે?

રામસિંહે આંગળીથી દેખાડીને ધીમેથી કહ્યું. "પેલી નહેરની તરફ નજર કર.

દયાળસિંહ તે તરફ જોઇને બોલ્યો. "તો શું નકલી બેગમ એજ કે?

"હા, એજ છે. હું તેને ઓળખું છું. રામસિંહે કહ્યું.

"ત્યારે વિલંબ કેવો? ચાલો તેને પકડી લઇએ!

"તેને પકડવાનું કામ જેટલું તું સહેલું સમજે, તેટલું નથી.'

"કેમ? એક સ્ત્રીને પકડી લેવામાં મુશકેલી શું? તેનો પન્તે મેળવવામાં હું ગમે તેવો અસમર્થ છું, પરંતુ પકડવામાં અસમર્થ નથી. અને તે પણ એક ઓરતને.

"પણ આ કાંઇ જેવી તેવી સ્ત્રી નથી. જેવી તે સ્ત્રી છે, તેવાજ તેની પાસે સાધનો પણ છે. શું તું એમ સમજે છે કે, તેની પાસે એકાદ પીસ્તોલ પણ નહીં હોય? તું જઇશ તેને પકડવા પણ પરીણામ કાંઇજ જુદુજ આવશે.

"જી હા, આપનું કહેવું બરાબર છે.

"એક બીજી વાત પણ છે કે, જો તેનું અહીં રહેઠાણ હોય તો તેનો અવાજ સાંભળતાંજ ડાકુઓનું મોટું ટોળું અહીં હાજર થઇ જશે; અને એવી સ્થિતિમાં આપણે બચી શકીએ નહીં.

"ત્યારે શું ઉપાય છે, તેને કેવી રીતે પકડી શકાય?

"ઉપાય છે. સાંભળ, તું આ જંગલની અંદર છુપાતો છુપાતો જઇને સામેની ઝાડીમાં છુપાઇ જા. હું આ રસ્તેથી પેલી નહેરના કિનારા તરફ જાઉં છું. મરિયમ, તે સ્ત્રીનું નામ મરીયમ છે—તે પોતાનું ન્હાવા ધોવાનું કામ પુરૂં કરી કોઇ ન કોઇ રસ્તે ચાલતી થશે. ત્યારે તારે તેની પાછળ પાછળ જવું. અને તક સાધીને પાછળથી પગ પકડીને તેને નીચે પછાડી દેવી હું બીજી બાજુએ રહીશ. અને જો તેણી તે તરફ આવશે, તો હું પણ તેવી રીતે પછાડીને પકડીશ. જો તું પકડી પાડીશ તો હું દોડતો તારી મદદે આવીશ, અને હું પકડું તો તું દોડતો આવી પહોંચજે. તે પછી શું કરવું તેનો વિચાર પછી થશે.

એક પળ પણ ફોકટ ગુમાવવામાં આવી નહીં. બંનેએ જુદો જુદો રસ્તો લઈ લીધો.

આ તરફ મરીયમ ન્હાઇ ધોઇને જળમાંથી બહાર નીકળી અને કોણ જાણે શું કામ તે પોતાના ચંચળ નેત્રો વડે ચોતરફ જોવા લાગી. એક વખત તેણીએ પોતાની આજુબાજુ બારીક દ્રષ્ટિ ફેંકી,

પણ તે કાંઇ જોઇ શકી નહીં. ત્યાં તેના મનમાં કાંઇક સંદેહ પેઠો એ તો ચોક્કસ હતું. કારણ કે તેણે પોતા પાસેની એક નાની પોટલી છોડી તેમાંથી પિસ્તોલ કાઢી અને તેમાં દારૂગોળી ભરી, તે હાથમાં ધારણ કરી. બીજા હાથમાં એક ચમકતો છરો લીધો જે કપડામાં તેણે આ બંને હથીયાર બાંધ્યા હતાં તે કપડું તેણીએ ત્યાંજ પડતું મુકયું.

બંને તરફથી બે માણસો ઉભા ઉભા મરીયમની આ હિલચાલ જોઇ રહ્યા હતા રામસિંહના બે ખીસ્સામાં બે પીસ્તોલો હતી. તેણે પણ એક પીસ્તોલ કાઢીને પોતાના હાથમાં રાખી અને બીજીને ખીસ્સામાંજ રહેવા દીધી. દયાળસિંહ પણ મુકાબલો કરવા માટે કમર કસી ટાંપીને ઉભો હતો.

મરીયમે એકવાર ફરીથી ચોતરફ નજર ફેંકી, ધીરેધીરે આગળ ચાલી રામસિંહ અને દયાળસિંહ બંને જે બાજુએ ઉભા હતા. મરીયમ તેની વચમાં થઇને ચાલી. બંને ધીમે ધીમે તેની લગભગમાં આવી ગયા.

એક વૃક્ષની ડાળીમાં જરા ખટખડાટ થયો, જેથી મરીયમ ચોંકી તેણે તુરત તે તરફ તાકીને પીસ્તોલ છોડી, અને તે દયાળસિંહના ડાબા હાથમાં ઘુસી ગઇ પરંતુ દયાળસિંહ રજપુત બચ્ચો હતો, તેણે વાઘની માફક છલાંગ મારી તે મરીયમપર તુટી પડયો. મરીયમના હાથમાંથી પિસ્તોલ પડી ગઈ; પરંતુ તેણે પોતાનો છરો દયાળસિંહની છાતીમાં ભોંકવાને ચલાવ્યો, પણ દયાળસિંહ જરા ફરી જવાથી ઘા ખાલી ગયો. તેણીએ ફરીબીજી વખત ઘા કરવા હાથ ઉંચકયો, પણ તેટલામાં રામસિંહે આવીને મરીયમને ગીરફતાર કરી લીધી.

મરીયમ એક અસાધારણ સ્ત્રી હતી. તેના શરીરમાં બળ પણ ઓછું નહોતું. તે રામસિંહની સાથે હાથોહાથ લડવા લાગી, એટલામાં દયાળસિંહે પાછળથી તેના પગમાં આંટી મારીને નીચે પટકી દીધી. મરીયમ બુમ પાડવા જતી હતી, કે તરત રામસિંહે તેના મ્હોડામાં પોતાના રૂમાલનો ડુચો દાબી દીધો. દયાળસિંહના ડાબા હાથમાં સખ્ત ચોટ થઇ હતી.

રામસિંહનો ઈસારો થતાંજ દયાળસિંહ મરીયમની છાતી પર ચડી બેઠો. રામસિંહે તેણીના બંને હાથ બાંધી લીધા, ત્યારપછી મરીયમના મ્હોડામાંથી રૂમાલ કહાડીને રામસિંહે કહ્યું.

"જો મરીયમ, મારા હાથમાં પીસ્તોલ છે, જરા પણ બુમ પાડીશ, તો જાનથી મરીશ.

હાંફતી હાંફતી મરિયમ બોલી. મેં તમને ઓળખી લીધા છે પ્રથમ મૈમનસિંગના જંગલમાં તમને જોયા હતા. ત્યાર પછી પરમ

દીવસે રાત્રે મારા મકાનની સામે જોયા અને બહારથી પાછી મકાને આવતાં પાછા તમને જોતાંજ હું તુરત ત્યાંથી નીકળી ગઇ. શાબાશ ! છે તમારી બુદ્ધિને તે, ખરેખર વિલક્ષણ છે, તમારી હિંમત ધન્યવાદને પાત્ર છે. તમારા જેવા પોલીસ જાસુસો પોલીસમાં કેટલાક છે ?

"સાંભળ મરિયમ! એવી વાતો કરવાનું આ સ્થાન નથી. અમે તને પકડી લીધી છે, હવે સાથે લઇ જઇશું. માટે જો ખુશીથી ચાલી શ તો તેમાં તારી બહેતરી છે.

"નહીં તો શું કરશો? જો ગુપચુપ ચાલી આવું તો, શું સોનાની ફાંસીમાં લટકાવશો?

"ફાંસીથી બચી પણ શકે છે.

"સારૂં, તમે મને પકડી શું કામ? મેં તમારૂં શું બગાડયું છે?

"તારી ઉપર સંદેહ છે ?

"શાનો સંદેહ ?

"એ. વાતો પછી થશે, હમણાં તો તું ચાલ.

"ક્યાં ! તમારે ત્યાં ?

"અમે પોલીસ છીએ, જાણે છે કે ?

"પોલીસ છો તેથી શું હું ડરી જાઉ ? મેં તો કાંઇ ગુન્હો કર્યો નથી, તમે મારા વિરૂદ્ધ સાક્ષીઓ ઉભા કરશો, તો હું કહીશ કે, હું તો સન્યાસીની છું. દરોગો મારો ધર્મભ્રષ્ટ કરીને મને અહીં લાવ્યો છે.

"સારૂં, તારી મરજીમાં આવે તે કહેજે, હમણા તો ચાલ.

"પોતાની મરજીથી ભલા કોણ ફાંસી પર લટકવા જાય?

"તારી ઇચ્છાથી નહીં આવે તો પકડીને લઇ જઇશું.

"તમે મને લઇ જઇ નહીં શકો.

"જ્યારે તને પકડી લીધી છે, તો પછી લઇ જઇ શકીયે છીએ.

"શું બંને જણ મળીને કાંધપર ઉઠાવી જશો? તમારૂં તો અહીં કોઈ શહાયક નથી, આ કાંઇ કલકત્તા નથી.

"તો શું તું અમને હેરાન કરીશ?

"હું તો પહેલાથીજ કહી ચુકી છું કે, મરવાને માટે—ફાંસીએ લટકવાને માટે કોણ એવોછે જે ખુશીથી દોડતો આવે?

"તું ફાંસીથી બચી શકે છે. બનવાજોગ છે કે, નિર્દોષ ઠરીને છુટી પણ જાય.

"તો પછી મને પકડવાને માટે આટલી આટલી મહેનત શું કામ કરો છો? ખાવું પીવું અને સુવાનું પણ છોડી દઇને મારી પાછળ કેમ પડયા છો?

"તું જો સીધી સીધી નહીં ચાલશે, તો મારી ઘસડીને પણ તને લઇ જશું.

"સારૂં એમ કરો, ચાલો લઇ જાઓ.

"હું નથી ઇચ્છતો કે તારૂં કંઇ બુરૂં થાય તારૂં રક્ષણ થાય એવુંજ હું ચાહું છું.

"તો પછી મને લઇ જઇને શું ઘર માંડશો?

"તું ઘણી બેશરમ છે.

"તમારા જેટલી નહીં. તમે એક માણસને સાથે લઇને મને અહીં પકડવા આવ્યા, અને તે સાથી તો અધમુવો થઇને પડયો છે.

"મારો વિશ્વાસ અને મારો સાહસ મારી પાસે છે.

"પરંતુ તમારા પ્રાણ ડાકુઓની લઠ્ઠ પાસે છે.

"ડાકુ કયાં છે? તું તો એકલી છે. શું તું મને ડરપોક સમજે છે?

"નહિં, તમે ડરપોક નહીં, પણ મોટા દીલેર જવાન છો; પણ તમને ચેતાવું છું કે કયાંક તમે અચાનક માર્યા ન જાઓ. ખરેખર મને તમારી દયા આવે છે, મકાનપર બાલ બચ્ચા હશે, તેના નિર્વાહનો કાંઈ બંદોબસ્ત કર્યો છે કે?

"આ જીલ્લામાં તો ચોર લુટારા છે નહીં.

"અહીંતો ચોર લુટારાઓની ફોજ છે.

"તો પછી અમારી નજરે કેમ નથી પડતા?

"આજે તે સઘળા અહીં નથી હોત તો તમારો પ્રાણ અત્યાર સુધી બચવા પામત નહીં. પીસ્તોલના ધડાકા સાથે તમારા પ્રાણ પંખેરૂ પણ ઉડી જતે.

"સારૂંજ થયું, હવે તને વગર અડચણે લઇ જઇશું.

"તમે મોટા મુર્ખ છો, સારા માણસની દીકરીને ચોર અને લુટારી કહીને જેલમાં ઠેલી દેવાથી તમારી વાહ વાહ શું થવાની હતી? પછી મને તો કોઇ વાંધો નથી. હું તૈયાર છું. પરંતુ યાદ રાખજો કે જે સઘળા ગામવાળાઓથી તમે મળી હળીને આવ્યા છો તે સઘળા ચોરના ચોર અને ડાકુના ડાકુ છે. પાછા ફરતી વખતે તમારી બરાબર ખબર લેશે.

રામસિંહે મરિયમની છેલ્લી વાત પર વિશ્વાસ મુકયો નહીં. તેને એમ લાગ્યું કે મારી ચુંગાલમાંથી છટકવા માટે તેણી આ પ્રમાણે ભય બતાવે છે. નિદાન રામસિંહે કહ્યું કે "ચાલ, જલદી ચાલ, નહીં તો હવે માર પડશે,

મરીયમ ખડખડાટ હસી પડી, પોતાની જગ્યા પરથી એક ડગલું

એ ન ખસી. દયાળસિંહ જે અત્યાર સુધી ચુપ બેઠો હતો તે હવે ખીજવાઇને બોલ્યો. "સરકાર! એ એમ નહી ચાલે, તેને જરા કોપરાપાક ચખાડો.

મરીયમ એકાએક ઉભી થઇ–વિકરાળ વાઘણની માફક ગર્દન ઝુકાવીને બોલી, "ચાલો ક્યાં ચાલવું છે?

આગળ દયાળસિંહ, વચમાં મરીયમ અને પાછળ રામસિંહ એવી રીતે તેઓ ચાલવા લાગ્યા, રામસિંહ પાસે હવે ત્રણ પીસ્તોલ થઇ. બે તેની પાસે હતી અને એક મરીયમ પાસેથી મળી ગઈ. તેમાં દારૂગોળી ભરી ત્રણે પિસ્તોલ તૈયાર રાખી હતી.

ડિટેકટીવ આ પ્રમાણે આ બનાવટી બેગમ ઉર્ફે ખુની બેગમ–મરિયમને જીવનું જોખમ ખેડીને પણ પકડી પાડવામાં–કેદ કરવામાં ફતેહમંદ ઉતર્યો. તે અત્યારે મરીયમને એક બંધીવાન તરીકે લઇ ચાલ્યો જાય છે. મનમાં ને મનમાં મરિયમની જોરેમંદીનાજ નહીં. પણ તેની અલૌકિક બુદ્ધિના વખાણ કરતો જાય છે આવા વિચાર પરથી એકાએક તેને એક નવો વિચાર સુઝયો. પ્રથમ તેને મરીયમે આ સઘળો જીલ્લો ડાકુ લુટાઓથી ભરેલો હોવાનું કહેલુ તેની પર રામસિંહને વિશ્વાસ બેઠો નહોતો, પણ અત્યારે તેને વિચાર આવ્યો કે, મરિયમની વાતમાં વજુદ હોવુંજ જોઇએ જો કે મરીયમે કાંઇ સ્પષ્ટ કહેલું નહોતું, તો પણ રામસિંહે તેની વાતો પરથી અત્યારે એવું તો અનુમાન કર્યું કે, આ ગામોમાં ચોર લુટારા રહેતા હોવા જોઇએ. તે પ્રથમ આ ગામોમાં આવ્યો ત્યારે એટલું તો જોઈ શકયો હતો કે, અહીંનાં સઘળી વસ્તી હલકા વર્ગની છે રામસિંહે વિચાર કર્યો કે, તેવા લોકો કદાચ મરીયમને બંધીવાન થયેલી જોઇને અમારી પર હુમલો કરે તો? હા, તે લોકો જાહેરમાં એવી રીતે પોલીસ પર હુમલો કરવાની હિંમત ન કરે; પરંતુ જ્યારે કિનારે જઇને હોડીમાં બેસવા જઇએ તે વખતે સામટું ટોળું આવીને હુમલો કરે તો શું ઉપાય? ખેર, જે થવાનું હશે તે થશે. હવે તો બની શકે ત્યાં સુધી સાવચેત રહેવું બહેતર છે. જ્યારે આવા ભયાનક જંગલમાં એકલા આવી પહોંચ્યાજ છીએ તો પછી હવે બીજા વિચારો કરવા ફોકટ છે. વળી આસપાસ પોલીસની ચોકી નહી હોય એ પણ બનવાજોગ નથી. તે સિવાય ગોબરપોતમાંથી પણ પોલીસની મદદ મળી જશે.

આ પ્રકારના વિચારોમાં ઘણો રસ્તો પસાર થઈ ગયો. સાંજને વખતે તેઓ ગોબરપોત આવી પહોંચ્યા ત્યાં ગામથી થોડે દુર એક

વૃક્ષની ઘટા નીચે વિશ્રામ લેવા બેઠા. પાસેના બાવળના ઝાડ સાથે મરીયમને બાંધી અને રામસિંહે દયાળસિંહને ચોકીદારને બોલાવી લાવવા મોકલી દીધો.

દયાળસિંહ જ્યારે પાછો ફર્યો ત્યારે રાત એક પહોર વીતી ચુકી હતી. દયાળસિંહ ચોકીદારને શોધવા માટે ઘણું ભટકયો, અને છેવટે તેને સાથે લઇને રામસિંહ પાસે આવ્યો. ચોકીદાર આવીને ઉભો એટલે રામસિંહે તેને પગથી માથા સુધી જોઇ લીધો, તે ભરેલા બદનનો, લાંબા કદનો એક પીલતન જુવાન હતો, રામસિંહે દયાળસિંહને મરીયમ ઉપર નજર રાખવાનું કહીને ચોકીદારને જરા દુર લઇ જઇને પુછ્યું. "તમારૂં નામ?

"ભીમસરદાર, ચોકીદારે જણાવ્યું.

"તમે શું આ સઘળા ગામોના ચોકીદાર છે? ભીમસરદારે પુછ્યું.

"હા, હું કલકત્તાનો દરોગો છું અપરાધીને પકડવા માટે આવ્યો હતો.

"તેને કયાંથી પકડયો?

"રત્નપાખીના જંગલમાંથી.

"ઓફ્! આવા ભયાનક જંગલમાં જવું અને ત્યાંથી પાછા સહીસલામત ફરવું એ કેટલી નવાઇની વાત છે! જણાય છે કે, તે જંગલમાં ડાકુ લોકો નહી હોય. નહીં તો આ રીતે આપ સલામતી સાથે પાછા ન ફરી શકત. એવા પોલીસ ઘણા થોડા છે કે જે ત્યાં જવાની હિંમત કરે. હજુ પણ આપનો રસ્તો સાફ નથી. ગુન્હેગારને લઇ જવો અને પોતાના પ્રાણ બચાવવા એ બંને ભરૂસા બહારની વાત છે.

"કેમ? રામસિંહે પુછ્યું.

"સાંભળ્યું છે કે, કાઠખાલની ખાડીમાં ચોર લુટારાઓ નાવ પર ફરતા રહીને આવજા કરતા વહાણોને બરબાદ કરે છે, અને માલ અશબાબ લુંટી લે છે. જો તે લોકો સામા થયા તો ગુન્હેગારને સલામતી સાથે લઇ જવાનું કામ મુશકેલ છે.

"યાદ રાખો, અમે પોલીસ છીએ.

"તે યાદ રાખવાથી શું થશે. સરકાર

"તમે જે રીતની વાતો બકી રહ્યા છો. તે પરથી એમ જણાય છે કે તમે પણ તે ચોર લુટારા માંહેના છો.

"મેં તો આપને ચેતાવવા માટે સઘળું કહ્યું.

"અહીંથી ચોકી કેટલી દુર છે?

"લગભગ ચાર માઇલ—શાગરપાડામા.

"તમે હમણા ત્યાં જાઓ અને હેડ કોન્સટેબલ અને બે ત્રણ બીજા કોન્સટેબલોને મારૂં નામ આપીને બોલાવી આવો.

ચોકીદાર ગયો અને રામસિંહ તથા દયાળસિંહ બને હાથમાં પિસ્તોલો રાખીને મરીયમ પર પહેરો રાખવા લાગ્યા,

રાતના આશરે સાડાદશ કલાકે ચોકીદાર ભીમસરદાર સાગરપાડાના હેડ કોન્સટેબલ અને બે ત્રણ બીજા સામાન્ય કોન્સટેબલોની સાથે આવી પહોંચ્યો. તે સઘળાને જોઇને રામસિંહમાં નવી હિંમત આવી તેને પોતાના પરાક્રમપર વિશ્વાસ બેસવા લાગ્યો કે, હવે મરિયમને લઇને હું સલામતી સાથે કલકત્તા પહોંચીશ.

હેડ કોન્સટેબલ કલકત્તાનો રહેવાશી હતો. જાતે મુસલમાન હતો શરીર પુષ્ટ અને તાકતદાર હતું. તેની સાથે બીજા બે કોન્સટેબલો હતા તે પંજાબના મોજી જીવડા હતા.

રામસિંહે પોતાની ઓળખ આપીને કહ્યું. "અમે આ ગુન્હેગારને રત્નપાખીના જંગલમાંથી કેદ પકડીને અહીં લાવ્યા છીએ. અહીં તો વગર અડચણે આવ્યા, પણ આગળ જતાં કોઈ મુશ્કેલી ઉભી ન થાય તેટલા માટે તમારી મદદની જરૂર છે, અમારી સાથે તમારે ડાયમંડ હારબર સુધી આવવાનું છે.

હેડ કોન્સટેબલે કહ્યું. "એતો અમારૂં કામજ છે—ફરજ છે. જરૂર આવીશું. પરંતુ રસ્તો સલામત નથી. કાલે જો દીવસના ચાલીયે તો બહેતર થશે, અત્યારે રાતને વખતે જવું જોખમભર્યું છે.

રામસિંહે હેડ કોન્સટેબલની વાત પર વિશ્વાસ ન કર્યો. તે જગ્યાજ એવી હતી કે કોઇ પર વિશ્વાસ રાખી શકાય નહીં માત્ર એક હેડ કોન્સટેબલ અને ત્રણ બીજા કોન્સટેબલો રામસિંહ સાથે હોવાથી તે કેટલા માણસો સામે મુકાબલો કરી શકે ? જો મરિયમ તેના કાબુમાંથી છટકીને ભાગી તો કેટલા દીવસની મહેનત વ્યર્થ જાય ? અને સાથેજ એક અદભૂત—ભેદી જાલ જટીલ મુકદમાનું રહસ્ય પણ હમેશને માટે અંધકારમાં રહી જાય. આવા અનેક વિચારો તેને આવતા હોવાથી તે હેડ કોન્સટેબલના કહેવા પર ઇતબાર રાખી શકયો નહીં. તેણે કહ્યું "નહીં, અપરાધીને સાથે રાખીને અહીંયા રહેવું ઠીક નથી. બસ હમણાંજ અહીયાથી ચાલવું જોઇએ.

"સારૂં, ચાલો ત્યારે હેડ કોન્સટેબલે કહ્યું. "આપની સાથેનો કોન્સટેબલ આટલો દુઃખી કેમ છે ? તેના હાથમાં ગોળી લાગી છે.

"એટલું સારૂં થયું છે કે તેનો જીવ ન ગયો. જો કદાચ હાથને બદલે છાતી યા માથામાં ગોળી લાગી હતે, તો પ્રાણ ન બચતે.

"હેડ કોન્સટેબલ પોતાની સાથે કેટલાક હથીયારો લઇ આવ્યો હતો, તે વડે સઘળા સજ થઇ, મરિયમને ઘેરીને બધાં સમુદ્રના કીનારા તરફ જવાને ઉપડયા.

"કેટલોક વખત એવી રીતે પેદલ ચાલવા પછી રામસિંહ જે નાવને કિનારા પર છોડી આવ્યો હતો ત્યાં સઘળા આવી પહોંચ્યા અને ચોકીદાર ભીમસરદાર સિવાયના સઘળાઓ નાવ પર સવાર થયા. ચોકીદાર પોતાની જગ્યાપર પાછો ગયો, નાવમાં ઉતરીને પોતાના હથીયારો યોગ્યસ્થળે મુકીને સઘળા યોગ્ય રીતે ગોઠવાઇ ગયા અને હુકમ થતાં નાવ ચલાવવામાં આવી. ચોકીદારને સાથે લેવામાં નહીં આવ્યો તેનું કારણ હેડ કોન્સટેબલે ના પાડવાનું હતું. રામસિંહને તેણે કહ્યું હતું કે, "અમે આ ભાગના કોઇપણ માણસ પર વિશ્વાસ મુકતા નથી.



# પ્રકરણ ૧૧ મું.

## ડાકુનો સામનો–સમુદ્રમાં લડાઇ, ડીટેકટીવની ફતેહ.

સમુદ્રના આસમાની પાણીની શોભાને નિહાળતા–જોતાં રામસિંહ અને તેના સાથીઓ કાઠાખાસની ખાડી પસાર કરી રહ્યા છે. પવન જોરથી ફુંકાઇ રહ્યો છે. નાવ પણ ભારે ઝડપથી જઇ રહી છે. આકાસમાંથી ચંદ્ર પણ પાણીમાં પોતાનો પ્રકાશ ફેલાવી રહ્યો છે.

રામસિંહના નાવના અંદરના ભાગમાથી બહાર આવીને ઉભો રહી ગયો. તેને બહાર આવેલો જોઇને નજુમુલ્લા બોલ્યોઃ–"જનાબ બેસી જાઓ, હીલવા ડોલવાથી નાવ નીચે ઉપર થશે, અને ગફલતીથી આપ વખતે નીચે પડી જશો.

એટલું કહેતાં ન કહેતા નજુમુલ્લા જાણી-ચુકયો કે. નાવ 'બરદાર બાગાન' પહોંચી ગઇ છે. રામસિંહે પણ જોયું કે નજીકમાંજ એક મોટો બાગ છે. જેની એક બાજુમાં બત્તીનો પ્રકાશ દેખાય છે.

એકાએક પ્રકાશની જગ્યા અંધકારે લીધી. રામસિંહે નજુમુલ્લાને પુછયું. "હમણા જે રોશની હતી, તે એકાએક બુઝાઇ કેમ ગઇ ?

"હું પણ એજ વિચારમાં છું, નજુએ કહ્યુ. જણાય છે કે, ટે
એકાદ બે નાવ છે. પણ સવાલ છે કે ત્યાં નાવ હોવાથી ત્યાંની
બત્તી એકદમ બુઝાઇ કેમ ગઇ? હમણાં તો નથી પવન ફુંકાતો કે
નથી તોફાન આવતું; એકાએક અંધકાર છવાઇ જવાનું કારણ શું
કાંઇ સમજમાં નથી આવતું, ચિન્હ સારા નથી.

"રામસિંહે ધીરેથી કહ્યું. દયાળસિંહ! પીસ્તોલ હાથમાં લ્યો.

"શું છે સાહેબ? હેડ કોન્સટેબલે અંદર બેઠા બેઠા પુછ્યું,

"ખાં સાહેબ, જરા બહાર આવો તો? રામસિંહે કહ્યું

"શું હકીકત છે? ખાં સાહેબે બહાર આવીને પુછ્યું.

"જુઓ સામે એક બાગ તમોને દેખાય છે?

"જી, હા, દેખાય છે.

"ત્યાં હમણા એક દીવો બળતો હતો. રામસિંહે કહ્યું. જેની રોશનીથી બાગ પણ સાફ દેખાતો હતો. પરંતુ હવે જોઇએ છીએ કે, દીવો એકદમ ગુલ થઇ ગયો હું ક્યારનો ત્યાંની રોશની જોઇ રહ્યો હતો, પણ આ નાવ અહીં આવી પહોંચતાંજ તે બુઝાઇ ગઇ, તેટલા માટે કાંઇક શક ઉત્પન્ન થાય છે

"બેશક, શક લઇ જવાની એ જગ્યા છે. બરદાર બાગાનમાં હમેશા ભય રાખવો પડે છે. ભયનું એ મોટું સ્થાન છે. મારી માન્યતા તો એવી થાય છે કે, આપણી નાવની રોશની જોઇને તે લોકોએ બતી બુઝાવી દીધી છે.

"ત્યારે આપ પણ બંદુક હાથમાં લઇ લ્યો: કોન્સટેબલોને કહી આપો કે તેઓ પણ તૈયાર રહે.

ખાંસાહેબે પોતાની બંદુક પોતાના હાથમાં લીધી. બીજા બે કોન્સટેબલો પણ પોતાની બંદુકો અને તલવારો લઇને લડવાને માટે તૈયાર થઇ ગયા. રામસિંહે દયાળસિંહને ફરીથી બોલાવ્યો અને કહ્યું. "બે પિસ્તોલ મને દે, એક તારી પાસે રાખ, અને અંદર તું મરિયમની પાસે રહે.

"સરકાર! આપે ઘણી તકલીફ ઉઠાવી છે. દયાળસિંહ લાગણીથી બોલ્યો. ઘણું કષ્ટ સહન કર્યું છે. આપ અંદર રહો. હું બહાર આવું છું.

"દયાળસિંહ! મારા કરતાં તને ઘણું વધારે ખમવું પડયું છે. તારો ડાબો હાથ અત્યારે નકામો થઇ પડયો છે, તું બહાર રહીને શું કરી શકીશ?

દયાળસિંહે વધુ આગ્રહ કર્યો નહિં, રામસિંહે માંઝીઓને બોલાવીને કહ્યું નજુ! તને હથીયાર ચલાવતા આવડે છે કે?

જ્યારે ડાકુઓને પાલે પડયા છીએ, તો પછી હથીઆર ચલા-વ્યા વગર કામ કેમ ચાલે ? ” નજુએ કહ્યું.

“ આજે જો તમે મને મદદ કરી, તમારી મર્દાઇ દેખાડી આપો તો કંપની સરકાર તરફથી તમોને સેંકડોના હીસાબથી ઇ-નામ અપાવી દઇશ. અને જો કદાચ તમારી પોલીસમાં નોકરી કરવાની ઇચ્છા હશે તો, નોકરી પણ અપાવીશ; એટલું છતાં પણ જો તમે ડરીને ભાગી જશો- નાવ છોડી જશો તોયાદ રાખ-જોકે તમો સગળાઓને પકડાવી શપ્ત ખબર લઇશ. ”

નજુએ પોતાના સાથી ભંજનને કહ્યું. “ અરે ભંજન ! આજ કાલ તારા શરીરમાં ઘણી તાકાત આવી છે. જોઇએ આજ શું કરે છે, ડાકુઓથી સામનો કરીશને ? ”

ભંજન—“ હાં હાં, અરે માર જૂતન માર જૂતન ખોપડી ફાડ ડાલેગે, કહા બાત હૈ ભૈયા ! ”

નજુ અને ભંજન બંને તૈયાર થઇ ગયા, નાવની નીચેથી તેઓએ ઘણા હથીયારો બહાર કાઢ્યાં, બંને ભારે જુસ્સામાં હતા;' ડાકુઓની સામે થઇ, પોતાની બહાદુરી દેખાડી અંગ્રેજ સરકારના એક અફસરને ખુશી કરીને પોતાના ભાગ્યની પરિક્ષાનું ફળ જોવાને માટે બંને મોટા વેગથી ડાંડ મારવા લાગ્યા. નાવ ખરંરાટ કરતી ચાલી.

નાવ જ્યારે બરદારની બાગાનની લગભગ સામે ચાલી આવી ત્યારે સઘળાઓએ જોયું.—રામસિંહે પણ જોયું કે સામે ઘણા માણસોનું ટોળુ સ્થિર થઇને ઉભું છે. જ્યારે નાવ તદન પ્રાસે આવી ગઇ. ત્યારે તે લોકોએ આગ પાડી સળગાવી અને પ્રકાશ ફેલાઇ રહ્યો. સુકાં પાંદડાંઓના ઢેરના ઢેરમાં આગ લગાવવામાં આવી જેથી કીનારો સ્પષ્ટ દેખાવા લાગ્યો.

પાણીમાં ખરંરાટીનો અવાજ સાંભળીને રામસિંહે પાછુ ફરીને જોયું તો નૌકાઓ મોટા વેગમાં સામેથી ચાલી આવતી જણાઇ.

જે વખતનો આ બનાવ છે, તે વખતમાં સમુદ્રમાં ચાંચીયાઓનો ભારે ઉપદ્રવ હતો, સમુદ્રના જે જે ભાગમાં વહાણો ફરતા રહેતા હતા, તેમાં પણ કેટલાક પ્રસિદ્ધ-ચાંચીઆઓએ આખા બંગાલમાં ધુમ પડાવી દીધી હતી.. આવા લોકોને બંગાળની પોલીસ ‘બામએટી’ ના નામથી ઓળખતી અને ઓળખાવતી હતી. આ દરિયાઇ લુટારાઓનો દોર તે વખતે છેલ્લી હદ સુધી પહોંચ્યો હતો. પ્રખ્યાત ડાકુ ‘ ભગા મૈરામ’ નો કીસ્સો આજ સુધી બંગાળમાં મશહુર છે.

આ ચાંચીઆ અને ડાકુઓનું કોઇ ખાસ રહેઠાણ નહતું. તે કદી જળમાં તો કદી જમીન પર રહ્યા હતા. કદી છુટાં છવાયા તો કદી સંખ્યાબંધ સાથે મળીને એક ટોળીનાં રૂપમાં રહેતા હતા. જે સમયનું આ વર્ણન કરવામાં આવે છે, તે વખતે આ લોકો ટોળી રૂપેજ સમુદ્રમાં ફરતા હતા.

પાછળથી બે નાવ આવતી જોઇ રામસિંહ સમજી ચૂકયો કે, તે ચોર લુટારા છે. જળ અને જમીન બંને સ્થળ લુટારા વગર ખાલી નથી. કિનારા ઉપર પાંચ છ ચાંચીયાઓ ઉભેલા જણાયા તેના હાથમાં મોટી મોટી ડાંગો અને બે ત્રણ જણના હાથમાં લોખંડના મજબુત સળીયા-સોટા હતા. આ સળીયાની એકજ ચોટ માણસને જમીન દોસ્ત કરવાને પૂરતી હતો. તે સમયમાં લુટારાએ બંદુક પિસ્તાલ નહેતા રાખતા, હથીયારબંધીનો એ પ્રતાપ હતો. ધીમે ધીમે કીનારાપર દઝનબંધ લુટારાઓ દેખાવા લાગ્યા. તે કેટલા હતા, તેની ગણત્રી રામસિંહ કરી શકયો નહીં. બીજી તરફથી જેબે નાવ આવી રહી હતી તેમાં અનુમાન ૨૦-૨૫ માણસો હતા. લુટારા લોકોને નાવ ચલાવવા માટે કોઇ મલ્લાહની જરૂર નહોત પડતી કારણ કે તે નાવોમાં સગળા લુટારૂઓજ રહેતા અને સઘળુ કામ તેઓજ કરતા હતા.

જમીન પર જુઓ યા જળ ઉપર જુઓ; લુટારાઓનો ભય સર્વત્ર છે. મનુષ્ય હોય યા પશુ હોય, પણ દુષ્ટોની બીક સર્વ કોઇને હોય છે. બહાદુરો છે તે બહાદુરોથી સામનો કરવામાં અચકાતા નથી; પણ કાયરોની કપટ નીતિથી, દગાબાઝોની ફરેબીથી, અને ડાકુઓની વિશ્વાસઘાતિક રીતીથી હમેશ ડરતા રહે છે. તેઓ ડરે છે, પણ ડગતા નથી. અર્થાત હિંમતથી સામા થઇને પોતાનો ડર દુર કરે છે, રામસિંહ, દયાળસિંહ, ખાંસાહેબ અને બીજા સઘળાઓ હથીયાર ધારણ કરી તૈયાર થઇ ઉભા હતા. એટલામાં પેલી બંને નૌકાઓ તદન નજીકમાં આવી પહોંચી.

રામસિંહની ટોળી કરતાં તે ડાકુઓની ટોળી દરેક રીતે બળવાન હતી. સંખ્યામાં, સ્થળની સગવડતામાં, હથીયારોની સામગ્રીમાં અને રાતના સમયની અનુકુળતામાં-એમ સર્વે બાબતોમાં તે ચઢીયાતી હતી. તો પણ રામસિંહે બેધડક થઈ હિંમતથી અવાજ કર્યો "તમે લોક કોણ છો ?"

"તમારા કાળ છીએ." ઉત્તર આવ્યો. રત્નપાખીના જંગલમાંથી એક સ્ત્રીને પકડી લાવ્યા છો, જો જીવતા રહેવાની આશા હોય તો તેને હમણાંજ છોડી દો."

રામસિંહે તેને જવાબમાં તુરત પીસ્તોલ છોડી. તેના સાથીઓએ પણ તેનું અનુકરણ કર્યું. ધડાધડ અવાજ થવા લાગ્યા. ખાં સાહેબ પણ બંદુક ચલાવવા લાગ્યા. ડાકુઓ પણ બલ્લમ અને પેલાં લોખંડી સોટાઓ સાથે ઉપરી પડયા. સમુદ્રમાં ઘોર યુદ્ધ ચાલવા લાગ્યું. બલ્લમ અને સોટાઓના ઝપાટા જ્યારે ડાકુઓ તરફથી થવા લાગ્યા. ત્યારે ભંજનથી ન રહેવાયું. તે હાથમાં બલ્લમ લઇને એક છેડાયેલા વાઘની માફક છલાંગ મારીને ડાકુઓની નાવમાં કુદી પડયો. એક કોનસ્ટેબલ પણ તેની પાછળ કુદયો ભંજને ઘણી ઝડપથી ત્રણ ડાકુઓને બલ્લમ ભોંકી નીચે પાડી, નાવને સમુદ્રમાં ડુબાડી દીધી. પોતે તરીને પાછો પોતાની નાવ પર ચડી ગયો. ભંજનનો સાથી પેલો કોન્સસ્ટેબલ તરવાનું કામ જાણતો નહતો. તેણે એક બે ગોથાં ખાધાં પછી મહા મહેનતે તે નાવને પકડી શકયો. બીજી તરફ બંદુક તમન્ચામાંથી ધડાધડ ગોળીઓ વરસી રહી હતી. ધુમાડાથી ચારે દિશાઓ છવાઇ ગઇ.

ગોળીઓના ઝનુની મારા સામે ડાંગધારી ડાકુઓ વધુ વખત ટકી શકયા નહીં. જ્યારે ડાકુઓ સમજ્યા કે પોતાની ડાંગોના ભરોસા પર બંદુક અને પિસ્તોલના મારની પરવાહ ન કરીને શતરૂઓને જીતવા મુશ્કેલ છે, ત્યારે તે જીવ લઇને ભાગી જવા સિવાય બીજું કાંઇ પણ કરી શકયા નહીં.

"ભાગી ગયા સાલા!" નજુ હાંફતો હાંફતો ઉત્સાહથી બોલી ઉઠયો.

બહાદુરી ભરી ફતેહ મેળવવાથી રામસિંહની છાતો ખુશાલીથી ફુલી ઉડી હતી. તે આનંદની ધુનમાં હતો, નજુ ના ઉપલા શબ્દોએ તેને સચેત કર્યો. તે બોલ્યોઃ—"કેમ, નજુ! સઘળા છો તો સલામતને?"

"હા સરકાર! સઘળા સલામત છે. એક કોન્સટેબલનો પગ ભાંગ્યો છે. તે પાણીમાં પડી ગયો હતો, તેથી તેના પેટમાં ઘણું પાણી ગયું છે, અને પેટ ફુલ્યું છે."

"તે શું પાણીમાં પડી ગયો હતો?"

"જી હા; તે ભંજન પાછળ શતરૂની નાવમાં કુદી પડયો હતો. ભંજને તે સઘળાઓને સીકસ્ત આપી જ્યારે નાવને ડુબાડી દીધી, ત્યારે ભંજન તો તરીને આવતો રહ્યો, પણ તે કોન્સટેબલ તેમ કરી શકયો નહીં. તેનો પગ ભાંગ્યો અને મહા મુશકેલીએ ઉપર ચઢી શકયો."

ખેર જીવતો રહ્યો તેજ ગનીમત છે. હવે ઢીલ ન કરો, જલદી ચાલો, જોર લગાવો, અને સઘળાઓ હલેસા મારવા લાગી જાઓ. તે લોકોનો કાંઈ ભરોસો નહીં; કોણે જાણ્યું કે પાછા વળી મોટી સંખ્યામાં હુમલો નલઈ આવે. ”

રામસિંહની ઇચ્છા અનુસાર આઠ જણુ હલેસાં મારવા લાગ્યા માંઝીઓ પણ ઉત્સાહમાંથી આવી દીલોજાનથી પોતાની કુશળતા દેખાડવા લાગ્યા. નાવ વિજળી વેગે ડાયમંડ હારબર તરફ ચાલી.



# પ્રકરણ ૧૨ મું.

## નકલી બેગમ, મરિયમ ઉર્ફે મોહીનીની સુખ જુબાની.

પુર્વની પાંખમાંથી સુર્ય હજુ બહાર નીકળ્યો નહતો, અર્થાત પોહ ફાટવાને હજુ થોડીવાર હતી, તે સમયે રામસિંહ વાળી નાવ ડાયમંડ હારબરમાં સલામતી સાથે આવી પહોંચી. કિનારાપર ઉતરતાંજ તેણે એક માણસને પાસેના થાણાપર મોકલીને ત્યાંના હેડ કોન્સટેબલ ને પોલીસ પાર્ટી સાથે હાજર થવાનું કહેવરાવ્યું. કારણ રામસિંહ ના મનમાંથી ડાકુઓનો ડર હજુ દુર થયો નહતો. તેણે વિચાર્યું કે કદાચ હજુ પણ તે લોકો સામટા ચડી આવીને રમખાણ મચાવે.

થાણામાં ખબર મળતાંજ દારોગા સાહેબ રામસિંહની સ્વાગતા કરવા માટે તૈયાર થઇ, બીજાઓને પોતાની સાથે લઇ ડાયમંડ હારબર પર આવી હાજર થયા. આ વખતે સૂર્યે જગતને પ્રકાશીત બનાવી દીધું હતું. અર્થાત સ્હવાર પડી ચુકયું હતુ. દરોગાના પહોંચવા સાથે સઘળાઓએ મરિયમને ઘેરી લઇને થાણામાં પહોંચાડી દીધી, ડાયમંડ હારબરથી થાણા તરફ જતી વખતે ભંજન અને નજુમુલ્લા નામ લખી લેવામાં આવ્યા અને માઝીને ખાત્રી આપવામાં આવી કે, સારા ઇનામની સાથે તમારા રૂપીઆ જલદીથી પહોંચતા કરવામાં આવશે.

થાણાપર પહોંચી રામસિંહે બરદાર બગાનવાળી ઘટનાને લગતો સઘળો હેવાલ ડાયરીમાં લખ્યો અને દરોગાને તે સ્થળની તપાસ કરવા માટે સુચના આપી. તે પછી ત્યાંથી હાથકડી લઇ મરિયમ ને પહેરાવી અને પોતે તથા દયાળસિંહ મરિયમને પહેરેજ કરી સ્ટેશન તરફ ચાલ્યાં. ખાં સાહેબ પણ પોતાની સાથેના કોન્ટેબલોને

લઇ પોતાના મથક પર પાછા રવાના થયા.

રામસિંહ સ્ટેશન પર આવ્યો તે વખતે કલકત્તા ઉપડવાની ત્રેન તૈયાર હતી રામસિંહ તથા દયાળસિંહ મરિયમ સાથે ત્રેનમાં બેઠા. રામસિંહના માનમાં થાણાના ઘણાંક પોલીસો સ્ટેશન સુધી આવ્યા હતા. જ્યાં સુધી ગાડી ઉભી હતી ત્યાં સુધી રામસિંહે સાથે વાત કરતા ઉભા રહ્યા હતા. છેવટે ત્રેન ઉપડી તેઓ પણ થાણા તરફ પાછા ફર્યા.

બરાબર વખતે ત્રેન કલકત્તા પહોંચી. રામસિંહ, મરિયમ અને દયાળસિંહ એમ અનુક્રમે ત્રણે ત્રેનમાંથી ઉતર્યા અને ઘોડાગાડી પર સવાર થઇને થાણામાં પહોંચ્યા.

ભુખ, તરસ અને ઉજાગરાને લીધે રામસિંહનો ચહેરો કુમળાઇ ગયો હતો ખરો, પણ મરિયમને કેદી તરીકે પકડી લાવવાની ખુશાલીમાં એ સઘળો થાક છતાં તેનું હૃદય ઉછળતું હતું. તેણે મરિયમને હવાલતમાં બંધ કરાવી, અને પોતેપોતાના મકાનપર ગયો.

રામસિંહે સાંજને વખતે પોતાના વડાની મુલાકાત લીધી અને તેમને અથથી ઇતિ સુધીનો સઘળો હેવાલ કહી સંભળાવ્યો સાહેબે રામસિંહની ઘણીજ તારીફ કરી શાબાશી આપી. તે પછી કેટલીક વાતો થયા પછી સાહેબે પુછયું.

" જે સ્ત્રીને તમે પકડી લાવ્યા તેની પાસેથી કોઇપણ વાતનો પતો મેળવી શકયા છો ?

" હમણા સુધી તો તેણીને કાંઇ પણ પુછવામા આવ્યું નથી. રામસિંહે કહ્યું. પરંતુ હવે એટલું સ્પષ્ટ થઇ ચુકયું છે કે તેણી ડાકુઓના મંડળ માંહેનીજ છે. અને ઉમેદ છે કે પ્રથમના ખુનના કેશનો પતો પણ એ દ્વારજ મળશે. જો કે તેણી જબરી બાંગડ છે, તેની પાસેથી કોઇ વાત કઢાવી લેવી એ સહેલ નથી.

" મારે કંઇ તમોને વધુ કહેવા સમજાવાની જરૂર નથી. જે તમોને યોગ્ય લાગે તેમ કરો. હું માત્ર એટલુંજ કહું છું કે, આ કેસનો ભેદ જો ખૂલી જશે, તો તમારૂં નામ અને કામ ખુબ પ્રસિદ્ધતાને પામશે. સાહેબે કહ્યું.

" આપ મહેરબાની કરીને એટલો બંદોબસ્ત કરાવી આપો કે જેથી બરહાન બાગાનવાળા ડાકુઓનો કાંઇ પતો લાગે.

" સારૂં. હું તેનો બંદોબસ્ત હમણાંજ કરી આપું છું.

" હું ધારૂં છું કે જો તે લોકોમાંથી બે ત્રણ માણસો પકડાઇ જાય, તો આ પેચીલા મામલાનો ભેદ જલદી ખુલ્લો થઇ શકે.

" બેશક, તેમાં કંઇ સંદેહ નથી.

" મને ખાત્રી છે કે, ત્યાં જેટલી ગોળીઓ છોડવામાં આવી. તે સઘળી વ્યર્થ નહીં ગઈ હોય. બે ત્રણ શખશો જરૂર ઝખમી થયા હશે. જરા ચાલાકીથી અને ઉતાવળથી તપાસ કરવામાં આવે તો તેના/ઝખમી માણસો સહેલાઇથી પકડાઇ જશે અને તેના પકડવા પછી બીજા બદમાશો પણ ધીમે ધીમે કાબુમાં આવી જશે.

હું આ કામમાં કાળજી ભર્યું ધ્યાન આપીશ અને તેને માટે ઉંચા પ્રકારનો બંદોબસ્ત કરીશ.

આજેજ એક ચાલાક ડિટેકટીવને ડાયમંડ હારબર તરફ રવાના કરવાથી ઘણું કામ નીકળી આવશે. રામસિંહે કહ્યું. તે ત્યાં જઈ ત્યાંની પોલીસની મદદ સાથે બરદાન બાગાનમાં જઇને શોધખોળ અને ધડપકડ ચલાવે એમ હું ઇચ્છુ છું. બાકી સાધારણ પોલીસને એ કામ સોંપવાથી કાંઇ વળશે નહીં.

" તમારા આ મુકદમામાં તમારા કહેવા પ્રમાણેજ સઘળું કામ થશે. આજેજ હુ એક હુશીયાર માણસને તે તરફ મોકલું છું.

આ સિવાય સાહેબ અને રામસિંહ વચ્ચે બીજી ઘણીક વાતો થઇ, તે પછી સાહેબ પાસેથી રજાચાહી રામસિંહ થ.ણામાં આવ્યો.

સાંજ પછી, થોડી વારે હવાલતમાંથી મરીયમને ઓફીસવાળી બેઠકમાં બોલાવવામાં આવી રામસિંહ તેણીની પાસે બેઠો. તેણે મરીયમને પુછ્યું. મરીયમ ! હું ધારૂં છું કે, તું તારી સ્થિતિને હવે બરાબર સમજે છે, માટે મારા સવાલોના ઉત્તર દઇને તારે તારી આ સ્થિતિ બદલવી જોઇએ.

મરીયમે મંદ હાસ્યથી કહ્યું, સ્થિતિને બદલવી એટલે શું દેહને બદલી નાખવી, એમ તમે કહો છો ને ?

" સાંભળ મરીયમ ! તું મારી વાત પર વિશ્વાસ કર. જો તું સઘળી વાતો મને કહી દે, સઘળો પ-તો બતાવી દે, તો હું તને તાજ તરફની સાક્ષી બનાવીને ગુન્હામાંથી મુકત રાખીશ.

" માફ કરો સાહેબ ! મરીયમે દ્રઢતાથી કહ્યું.

" કેમ રામસિંહે પુછ્યું.

" વનમાં સ્વતંત્રતાથી વિહાર કરનારા પક્ષીને પકડી-તેના ભાઇઓથી વિખુટૂં પાડી તેને પછી ભલે સોનાનાં પિંજરામાં રાખો! છતાં તેને તેમાં ચેન પડે કે ?

" મરીયમ ! હું પ્રથમથીજ જાણું છું કે, તારામાં બુદ્ધિ છે જ્ઞાન છે.

" એ તમારો ભ્રમ છે. જ્ઞાન હોય તો વળી કોઇ ડાકુઓના

દળમાં મળી શકે કે ?

હા, એ તારૂં કહેવું ઠીક છે, પણ સઘળા લોકો કાંઇ સઘળી વાતો જાણતા નથી. તું પરલોક અને ધર્મને સારી રીતે જાણે છે,

" હા, જાણું છું, અને તેટલા માટેજ ડાકુઓના મંડળમાં રહું છું.

" તે વાત છોડી દે: હું જે કહું છું તે સાંભળ.

" કહો, શું કહો છો ?

" આજ દીવસ સુધી તેં જે કાંઇ કર્યું, તેને માટે ન કર્યું તો હવે થનાર નથી; એટલે તેને ટાળવાનો કોઇ ઉપાય નથી. હા એક ઉપાય છે કે સઘળા ડાકુઓનો પત્તો તું બતાવી દે. કે જેથી તારા સઘળા પાપ ધોવાઇ જાય. વળી આ વાતની પણ તારે ખાતરી રાખવી કે તને કોઇ જાતની ઇજા કે સજા/થશે નહીં.

"હું મારા અપરાધો કહીશ—મારી ઓળખાણ આપીશ પરંતુ બીજા ડાકુઓના સંબંધમાં એક શબ્દ પણ બોલીશ નહીં.

"કેમ ?

"વિશ્વાસઘાતનું પાપ લાગે.

"ડાકુ લોકો પોતેજ મહા પાતકી હોય છે, તેને પકડાવી દેવામાં પાપ નહીં; પણ પૂણ્ય છે

"ચોર હો યા ડાકુ—સઘળા મનુષ્યો છે. જો હું વિશ્વાસઘાત કરીને તેઓને પકડાવી દઉં તો તેની સાથે હું પણ પાપની ભાગીણી થાઉં. કુદરતનું કામ કુદરત કરશે. કુદરતને તેઓનું પકડાવું મંજુર હશે, તો તે મારા ના કહેવાથી કાંઇ ટળનાર નથી. છતાં હું સમજુ છું કે તેઓ જલદીથી પકડાઇ જશે. આટલું તમોને સ્પષ્ટ કહું છું કે, તેમના સંબધમાં મને કાંઇ ન પુછશો. હું કાંઇ પણ બતાવીશ નહીં

રામસિંહ વિચારમાં પડયો કે, તેણીની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ પુછપરછ કરવી સારી નથી. હમણા તેણી પોતાની મરજીથી જે કાંઇ કહે તે સાંભળી લેવું. રામસિંહે કહ્યું. "સારૂં. તારી ઇચ્છામાં આવે તે કહે, પરંતુ યાદ રાખજે, જુઠું ન બોલતી!

"જુઠું શું કામ બોલું ? જો જુઠુંજ બોલવું હતે, તો ડાકુઓના સંબંધમાં ગમે તેવી ગપો ઉપજાવીને કહી આપત.

"તારૂં નામ શું ખરેખર મરીયમજ છે ?

"હા, મારૂં નામ મરીયમ પણ છે અને મોહિની પણ છે

"તું કઇ જાતિની છે ?

"ડાકુઓમાં જાતભાત નથી રહેતી સઘળાની જાત એકજ અને

ધંધો લુંટવાનો. હા, જ્યારે તેઓ પોતાના વતનમાં જાય છે ત્યારે પોત પોતાની ન્યાતોમાં મળી જઈને જુદી જુદી જાતિના થઈ જાયછે.

"તારા પિતાનું નામ શું છે ?

"મેં મારા પિતાને જોયો પણ નથી.

"તું ક્યાંની રહેવાસી છો ?

"તે પણ હું નથી જાણુતી.

"તને કોણે પાળી પોષી ?

"ડાકુઓએ.

"તો શું તેને મ્હોડેથી તેં તારી જન્મકથા નથી સાંભળી.

"હા, સાંભળી છે. હોક સાહેબે મારા પિતાને ફાંસીએ લટકાવી દીધો—મારી મા તેના વિયોગમાં આપઘાત કરીને મરી ગઇ, તે વખતે હું ફકત છ વર્ષની હતી. મારા પિતાના સાગરીદ મદનલાલે મારી પરવરીશ કરી.

"તારા પિતાનું નામ ?

"સાંભળ્યું છે તે તેનું નામ ચમ્ભુ હતુ.

"ઓહ! રામસિંહે અજાયબીનો પુકાર કર્યો. "હેં! તું જાણીતા અને વિજયી લુટારા ચમ્ભુની બેટી છો? તેથીજ તારા આવા પરાક્રમ છે! તારા લગ્ન થયા છે ?

"નહીં.

"કેમ ?

"લગ્ન કરે કોણુ? ડાકુની દીકરીને કોણ પરણે ?

"કેમ, કોઇ ડાકુજ. તારી ખુબસુરતી ઓછી નથી.

"હા, એ સઘળું છે, પણ હૃદય નથી.

"કેમ ? શું તું કોઈને તારૂં હૃદય સોંપી ચુકી છે?

"જો કે હૃદય સોંપ્યું નથી. પણ કોશીશ કરી હતી.

"તો તેની સાથે લગ્ન કેમ ન કરી દીધાં ?

" તે બ્રાહ્મણ-અને હું ડાકુની દીકરી, વળી જાત પણ જુદી, તે મને કેમ કબુલે ?

" તેનું મકાન ક્યાં છે ?

" ભાટપાડામાં ?

" ભાટપાડામાં કોણ ?

" તે જાણીને આપ શું કરશો ? તે એક બ્રાહ્મણ છે, હું એક દીવસે કાંઇ કામને લીધે ભાટવાડામાં ગઇ હતી, એ વાતને ઘણા દીવસ થઇ ગયા છે. ત્યાં તેને જોયો. તેની પાસેથી શાસ્ત્રની વાતે

સાંભળી, અને તેની પર ત્યાંજ કુરબાન થઇ ચુકી. ત્યાર પછી હું લખતા વાંચતા શીખી અને શાસ્ત્રની ગુઢ બાબતો વિચારવા તેના પર તર્ક વિતર્ક કરવા લાગી, એટલે દરજ્જે મારૂં જ્ઞાન ટુંક મુદ્દતમાં પહોંચ્યું ત્યાં સુધી હું તેની સાથે વારંવાર સહવાસમાં આવતી ગઇ પણ તેને મેળવી શકી નહીં, અને હવે તો તેને મેળવવાની એ આશા પણ રહી નથી, કારણ કે તે હવે આ દુનિયાપર રહ્યો નથી.

" કેમ ! તેને શું થયુ ?

" નહીં તે હું નહીં કહું.

તું પહેલેથીજ કબુલ કરી ચુકી છો કે, તારા પોતાને લગતી કોઇ વાત છુપાવીશ નહીં, તો પછી હવે આમ કેમ ?

" સારૂં તો સાંભળો. જે વાત સાંભળવાની છે, જે વાતનો ભેદ જાણવાને માટે તમે મૈમનસિંગના પેલા ભયાનક જંગલમાં ગયા હતો, તે વાત સાથે મારી આ વાતને તદન નજીકનો સબંધ છે.

" રામસિંહ મરિયમના ચહેરા તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો પછી જરા નજીક આવીને બોલ્યો. ઠીક કહે તો.

હું પેલા બ્રાહ્મણકુમારનું રૂપ અને ગુણ જોઇને તેનાપર અંતઃકરણથી મોહી પડી હતી. મરીયમ ઉર્ફે મોહિનીએ ચલાવ્યું, પણ હું એટલું જાણતી હતી કે તે મને મળશે નહીં. છતાં પણ તેને હું હૃદયમાંથી દુર તો કરી શકી નહીં. પછી મેં નીશ્ચય કર્યો કે, તે મળે યા ન મળે, તોપણ તે મારો સદાનો પતિજ થઇ ચુકયો છે. હું તન મનથી તેનાજધ્યાનમાં રહેતી હતી. પણ તે મારૂં આ પ્રકારનું મન જોઈ શકયો નહી.

" તેની સાથે ફ્રીથી કયારેય પણ તારે મુલાકાત થઇ હતી કે?

" હા, ઘણી વખત.

" તારા મનનો ભાવ તેં તેની પાસે પ્રગટ કર્યો હતો ?

" નહિં.

" કેમ ?

" હું જાણતી હતી કે તે મારા જેવી અભાગણીને નહીં પરણે તેમ પત્નિ તરીકે નહીં રાખી શકે, પછી શું કામ કહું ?

" તો પછી તેની સાથે મેળ મેળાપ રાખવાનું શું કારણ ?

" શું મારે એ સઘળી વાતો કહેવી પડશે ?

" જયારે તેં આટલું કહી સંભળાવ્યું, ત્યારે વધુ સાંભળવાની ઇચ્છા કેમ ન થાય ?

" હું તેને જોયા સિવાય આનંદમાં રહી શકતી ન હતી, મારૂં, મન તેને જોવા માટે ઉછળ્યા કરતું હતું. તેને હું હ્રદયથી પ્રેમ

કરતી હતી, એટલેજ તેની પાસે દોડીને જતી હતી.

"તે તો શાસ્ત્રી પંડીત હતો, છતાં તે તારી સાથે આવી રીતે કેમ મળતો હળતો રહેતો હતો.

" તેની સ્થિતિ ઘણી ગરીબ હતી, વળી ચાલચલગત પણ બહુ સારી નહોતી,

" તો પછી તારી ઇચ્છા પુર્ણ કેમ ન થઇ ?

" હું ભલે ડાકુની દીકરી છું, છતાં પતિત્વની મર્યાદા સમજું છું . મેં તેને વિષય ભોગની હવસી નજરથી કદી પણ નહોતો જોયો, હું તેને પ્રેમની પ્યારી નજરથીજ જોતી હતી. વિધિસર લગ્ન થયા સિવાય તે મારો સ્વામી ન થઇ શકે.

" ખરેખર, તું હિંન્દની એક બુદ્ધિમાન રમણી છો, સારૂં પછી ?

" પછી શું.

તેની સાથે બીજી શું શું વાતો થયેલી તે કહે- વળી તેં કહ્યું કે તારી એ વાતો સાથે મેમનસીંગવાળા મામલાને ઘણો નિકટ સંબંધ છે, તો તે સઘળું હું સાંભળવા માગું છું.

"મેં તમને પ્રથમથીજ કહી દીધું તે કે, તે બ્રાહ્મણ કુમારની સ્થિતિ ઘણી ગરીબ હતી પરંતુ મેં આપણે હજુ એ નથી કહ્યું કે તેનું મકાન ભાટપાડામાં હતું. ત્યાં તો તે પછીથી જઇ રહ્યો હતો.

"પરંતુ તેં એ વાત નથી કરી કે, તે ભાટપાડામાં કેમ રહેતો હતો ?

"તેની ઉમર જ્યારે દસ વર્ષની હતી, ત્યારથી તે ભાટપાડામાં હતો—ત્યાંની પાઠશાળામાં ભણતો હતો,

"તેનું મુળ વતન કયાં છે!

"તેની બરાબર ખબર નથી, તેમ તે જાણવાની કોઇ ખાસ જરૂર પણ નહોતી પડી, હા, એટલી વાત સાંભળેલી છે કે, તે મીથીલાના કોઇ ગામનો રહેવાસી હતો.

"ત્યારે તો તે મૈથીલી બ્રાહ્મણ હતો ?

"હા.

"ત્યાં તેના મા બાપ પણ હતા કે ?

"નહીં, તે તેના બચપણમાંજ મરણ પામ્યા હતા. તેની સ્થિતિ ઘણી કંગાળ હતી; હું તેને વારંવાર મદદ કરતી પણ તેને કદી એક સાથે ઘણું ધન આપતી નહોતી. થોડું થોડું કરીને આપતી હતી, જેથી તેને વખતો વખત જોવાનો મને પ્રસંગ મળ્યા કરતો.

"આ પ્રમાણે કેટલી મુદત ચાલ્યું ?

"આશરે પાંચ વર્ષ સુધી.

"તે જાણુતો હતો કે તું ડાકુની દીકરી છે?

"હા, એ ત્રણ વર્ષના પરીચય પછી તે જાણી શકયો હતો, વળી હું તેને દીલથી ચાહું છું, તે પણ તે જાણી ચુકયો હતો અને તે જાણુવાનુંજ આ પરિણામ આવ્યું. જો તે એ સઘળી વાતો ન જાણુત, તો આજે આ ખરાબીનો દીવસ ન આવત.

"કેમ! શું થયું?

"આજે હવે હું કાંઈ કહી શકતી નથી. કાલે વાત. મારી છાતી જાણે ફાટી જાય છે, શરીરના ટુકડે ટુકડા થઇ જાય છે, હવે જરા આરામ કરીશ.

શામસિંહે વધુઆગ્રહ ન કર્યો અને મરીયમની વાત સ્વીકારી લીધી. કારણ તે જાણુતો હતો કે આવા પ્રસંગે અપરાધીના મતમાં મત મેળવવાથીજ આપણું કામ કાઢી લઇ શકાય છે,



# પ્રકરણ ૧૩ મું.



## ભેદ ભાંગ્યો, મરિયમ ઉર્ફે મોહિનીની મુખ જબાની

બીજે દીવસે સ્હવારે મરીયમ ઉર્ફે મોહિનીને પાછી હાજર કરવામાં આવી. શામસિંહે તેને કહ્યું. "કાલે જે વાત અધુરી છોડી હતી, તેને આજે પુરી કર. વારૂ પછી શું થયું?

"કાલે શું કહેતી હતી તે આજે યાદ નથી. મારા મનની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ છે, તે કદાચ તમે પણ જોઇ શકતા હશો.

"કાલે તું ભાટાપાડાના મૈથીલી બ્રાહ્મણની વાત કરતી હતી. તેં કહ્યું હતું કે એ ત્રણ વર્ષના પરીચય પછી તે જાણી શકયો કે તું તેને દીલથી ચાહે છે, જો તે એ વાત જાણુવા ન પામત, તો આ આફત આજે ન આવત. કહે તો, એ ભેદી મામલો શું છે?

"હા, હવે યાદ આવ્યું. તેણે જ્યારે જાણ્યું કે, હું તેને માત્ર મદદ આપવાજ નથી જતી, પણ પ્રેમની નજરથી નિહાળવા જાઉં છું, ત્યારે તે મારી સાથે દિન પ્રતિદીન બહાના કરવા લાગ્યો, અને જ્યારે તેને હું ડાકુની દીકરી છું એમ ખબર પડી, ત્યારે તો તેણે

પોતાની અનેક પ્રકારની ઇચ્છાઓ તૃપ્ત કરવાની, ફરમાસો કરવાની હદ ચડાવી દીધી. કોઇપણ જગ્યોએ કોઇ સારી વસ્તુ જોઇ કે તે લાવી આપવાનું દબાણુ મારી પર થવા લાગ્યું, અને તે હું મારા સાથીઓ મારફતે મંગાવીને તેની ઇચ્છા પુર્ણ કરવાની દરેક તજવીજ કરતી.

''તેને લીધે એવી કઈ મુસીબત આવી ?

''કહું છું, એક વાર તે કાલકા ગયો હતો. ત્યાં કોઇ મોટા માણુસને ત્યાં તેનુ અપમાન થયું. અપમાન કેમ અને કેવી રીતે થયું, તે બહુ મોટી કહાણી છે; આપ સાંભળીને પણુ શું કરશો? આ રીતે અપમાન થવાથી જ્યારે તે મને મળ્યો ત્યારે મને કહ્યું. ''જો, આ રીતે મારૂં અપમાન થયું છે, તેનો બદલો લેવો જોઇએ. જો તું બદલો લઇ શકે તોજ હું સમજું કે તું મને હૃદયથી ચાહે છે. બશ, તેની આટલીજ વાતથી મરૂં લોહી તપી ઉઠયું, મેં પ્રતિજ્ઞા કરી કે, તે અપમાન કરનાર માણુસને તેના અમીરી મિઝાઝથી જો નીચે ન પટકાવી દઉ, અને ભીખ માંગતો ન બનાવી દઉં તો હું પ્રેમિની નહીં; મેં તુરત તે કામ હાથમાં લીધું, મારી ટાળી સાથે તે બાબુના મકાન પર હુમલો લઇ ગઈ, તેને તેના મકાનમાંથી બહાર કાઢી મુકયો અને તેની સઘળી દોલત લુંટી લીધી.

''હેં! આ શું? આ કેવી વાતો છે? રામસિંહ અજબ થઇને બોલી ઉઠયો. ''કાલકાના પેલા બાબુને ત્યાં શુ તેં લુટ ચલાવી હતી? તું ખુદ પણુ તે કામમાં સામેલ થઇ હતી?

''પણુ તે વખતે પહેલા વહેલીજ ગઈ હતી, ત્યાર પછી પણુ ચાર પાંચ જગ્યાએ ધાડ પાડી હતી.

''તારા આ કામથી બ્રાહ્મણુ કુમાર ખુશી થયો ?

''હા, તેને ઘણોજ સંતોષ થયો. તેને તે લુટમાંથી કેટલાક હજાર રૂપીયા પણુ મળ્યા.

''તે પછી બીજું શું શું થયું? તે બ્રાહ્મણુ હજુ હૈયાત છે?

''નહીં, જે ખુની મામલાની આપ તપાસ કરવા નીકળ્યા હતા, તેજ કેંડાખાલના મરનાર બાબુ સાહેબ મારા પ્રેમાધાર—પ્રાણુનાથ હતા.

''રામસિંહ ચોંકી ઉઠયો, અને બોલ્યો ''સારૂં, પછી ?

''પછી બીજું કાંઇ નહીં. બીજું કાંઇ નહીં કહું, તેમ પ્રથમથીજ કહી ચુકી છું.

''કારણુ? તેં નહોતું કહ્યું કે મારા પોતાના સંબંધની કોઇ

વાત નહી છુપાવું ?

"હવે તો કોઇ વાત છુપાવી નથી, સઘળી કહી દીધી અને તે પણ સાચે સાચી.

"હજુ કહેવાની ઘણી વાતો છે.

"જે બાકી હોય તે પુછો.

"તારો પ્રેમાધાર બ્રાહ્મણ તો અમીરી ઠાઠથી રહેતો હતો, અને તું કહે છે કે, તે ગરીબ હતો.

"તે અમીરી ઠાઠથી રહી શકતો, તેનું કારણ હું તેને નાણા આપતી હતી. કાળકાત્રાળી લુંટમાં જે કાંઇ નાણું મળ્યું તે સઘળું ડાકુઓની સંમતીથી મને આપવામાં આવ્યું. આ નાણું લગભગ પચાસ હજાર સુધીનું હતું. આ નાણા ઉપરજ તેનો અમીરી ઠાઠ રચાયલો હતો.

"તેને કેંડાખાલના જંગલમાં એટલે દૂર રહેવાનું શું કારણ હતું? એટલા રૂપીઆથી તો કલકત્તામાં એક સારૂં જેવું મકાન લઇને રહી શકત.

"ત્યાં તેને તેનું મોતજ ખેંચી ગયું ? સાંભળો, તે તો હવે આ દુનિયાપર નથી કે તેનું કાંઇ નુકશાન થાય, એટલે તેને લગતી વાત કહેવામાં મને વાંધો નથી. તે એક મોટા જમીનદારને ત્યાં દ્વાર પંડિત એટલે કુટુમ્બીક ઉપદેશ તરીકે રહ્યો હતો. મારા તરફની મદદને લીધે તેને પૈસાની કાંઇ કમી નહોતી તો પણ કોઇ રાજા યા જમીનદારને ત્યાં નોકરી રહી જવા માટે મેંજ તેને સલાહ આપી હતી.

"એવી સલાહ આપવાનું કારણ શું ?

"આ પ્રકારની સલાહ, તેની સામેની સંભવિત આફતોમાંથી તેને બચાવવા ખાતર મેં આપી હતી. કોઇ માણસ કોઇ પણ પ્રકારની જમીનદારી કે ધંધા રોજગારના સાધન વગર અમીરી ભપકાથી રહેવા લાગે તો લોકો તેની તરફ શકની દ્રષ્ટિથી જોયા વગર રહે નહીં. પોલીસ પણ તેની પર નજર રાખીને તે સંબંધમાં તેહકીક કરે.

"સારૂ પછી ?

"જે જમીનદારને ત્યાં તે કુટુમ્બીક ઉપદેશક તરીકે રહ્યો હતો, તે જમીનદારના દીકરાનો એક બ્રાહ્મણ સંગીત શીક્ષક હતો. આ બ્રાહ્મણરૂપ અને ગુણમાં કામદેવ જેવો હતો. ગાવાબજાવવામાં તે ઉંચા પ્રકારની કુશળતા ધરાવતો હતો. એ બ્રાહ્મણની સ્ત્રી અત્યંત રૂપવંતી હતી. તેના જોબનની બહાર ખીલતી આવતી હતી. પોતાના ધણીના

સમાગમ અને શિક્ષણુ વડે તે પણુ સંગીત કળામાં કુશળ થઇ હતી અને ખાસ કરીને બંસી બજાવવામાં તેની જોડી મળવી મુશકેલ છે. એમ કહેવાય.

આ વાત સાંભળતાજ રામસિંહને પેલા જંગલની યાદ આવી, બંસીવાળી રમણી સાંભરતાં અને તેનું હૃદય નાચી ઉઠયું. તેણે સહેજ ગભરાટ સાથે કહ્યું. "સારૂ પછી?

"આ સુંદરી પર બ્રાહ્મણ કુમારની નજર પડી. અને તેણી ઉપર તે આશક પડયો. તેને હાથમાં લેવાને માટે તેણે ઘણા રૂપીયા બરબાદ કર્યા. તેને લલચાવવા માટે એક કુટણી પણુ મુકરર કરી; પરંતુ તે તેના પ્રયત્ન નીષ્ફળ ઉતર્યા, સતી પોતાના અડગ સતીત્વથી એક ડગલું પણુ પાછી ન હઠી તેણીએ પહેલીજ વખતે એ કંગાળની પાપી માગણીને તુચ્છકારી અને ધિક્કારી કાઢી.

છેવટે પછી શું થયું ?

"છેવટે એક બાળકની પેઠે મારા પગ ઉપર પડી તરડવા લાગ્યો અને કહ્યું કે, જો એ સુંદરી મને નહી મેળવી આપે, તો હું અપઘાત કરીશ,

"તેં પછી શું કર્યું ?

"મેં તેને તે વિચાર પરથી હાથ ઉઠાવવા અને એક સતી સ્ત્રીનું સતીત્વ તોડવાનો રાક્ષસી લોભ તજી દેવા માટે ઘણો ઘણો સમજાવ્યો, પરંતુ તેને ગળે મારી એક વાત પણુ ન ઉતરી. જ્યારે તેણે જોયું કે હું તેને મદદ નથી કરતી, ત્યારે તે બહુ દુઃખી અને ચિન્તાતુર દેખાવવા લાગ્યો, તેનું શરીર નાતવાન થતું ચાલ્યું અને એકંદરે તેના તન અને મનની સ્થિતિ ઘણી ખરાબ થતી ચાલી. તેની આવી સ્થિતિ હું મારી આંખોથી જોઇ શકી નહીં, તેથી મેં તેને ધીરજ આપી અને આ વાત મારા સાથીઓને જણાવી. પ્રથમ તો તેઓએ આના કાની દેખાડી. કારણુ કે ડાકુઓ ગમે તેવા પાપી છતાં કોઇપણુ સ્ત્રીના સતીત્વનો નાશ કરતા નથી.

"ત્યારે તેઓ પછી તારા આગ્રહથીજ તે કામ કરવાને તૈયાર થયા કે?

"હા, એક દીવસ અંધારી રાત્રે હું તે બ્રાહ્મણના ઘર પર મારા સાથીઓ સાથે હુમલો લઈ ગઈ અને તેની જીંદગીની જ્યોત સમાન તે સુંદરીનું હરણ કરી લાવી. હાય? તે મહાપાપને લીધેજ મારા પ્રેમીનું ખુન થયું, મારી દુર્દશા થઇ અને મારા સાથીઓની પણુ થશે.

"પણુ તે સ્ત્રીને તમે કેમ જંગલમાં લઇ ગયા? કલકતામાં શું કામ ન રાખી?

"કલકતામાં પકડાઇ જવાનો ભય રહે, તેથી તેને જંગલમાં રાખવાનું યોગ્ય ધાર્યું.

"તે સ્ત્રી પછી બ્રાહ્મણુ કુમાર ઉપર પ્રસન્ન થઇ?

"નહીં પ્રસન્ન થઇ હોત, તો પછી આટલો બખેડો શાનો થાત!

"બ્રાહ્મણુ કુમાર તારો પ્રેમાધાર હતો, તો પછી તું તેને માટે આવી ગોઠવણુ કેમ કરતી હતી?

"તે મારો દેવતા હતો, તેની સેવા એજ મારો ધર્મ હતો. જેનાથી તે કરવાની મારી ફરજ હતી.

"તેનું ખુન કોને કર્યું?

"તે હું જાણી ન શકી જો જાણુવામાં આવત તો તે ખુન કરનારને બચ્ચાં સહીત મરાવી નાંખત.

"સારૂં, તે રાત્રે તમે લોકોએ તમારૂં રહેઠાણુ ફેરવી નાંખ્યું?

"હા તેજ દીવસે, નહીં તો આટલા દીવસ સુધી શું હું સ્વતંત્ર રહી શકત ખરી?

પેલી રમણી કયાં છે?

"તે હું નહી કહું.

"હવે તેણીને તેના પતિ પાસે મોકલી આપવામાં વાંધો શું છે? જેને માટે તેનું હરણુ કરવામાં આવ્યું તે તો હવે આ જગતમાં રહ્યો નથી.

"તેણીએ અમારૂં ઠેકાણું જાણી લીધું તેથી હવે તેને છોડી શકાય નહીં

"પેલા જમીનદાર અને તેના સંગીત શિક્ષકના નામ શું છે?

"તે હું નહીં બતાવું.

"કારણુ?

"હું પ્રથમથીજ કહી ચુકી છું કે, જે વાત મારા સંબંધમાં પુછશો તેજ બતાવીશ, બીજાઓની નહીં.

"શકિતપુરના થાણુાની પાસે બડુઆ ગામમાં તમે લોકોએજ ધાડ પાડી હતી?

"હા, બ્રાહ્મણુ કુમારના માર્યા જવા પછી અમે લોકો સ્થળ બદલવા માગતા હતા. પરંતુ પાસે પૈસા નહોતા તેથી ધાડ પાડી.

"પેલી સ્ત્રીને લાકડાના મકાનમાં કેદ રાખીને તેની પર પહેરેગીર તરીકે જે પહેલવાનો હતા, તે પણુ શું ડાકુજ હતા.

"હા,ડાકુઓ સિવાય ડાકુઓની જમાતમાં બીજા કોઇની દાળ ગળતી નથી. ડાકુઓના સઘળા કામ ડાકુઓજ કરે છે. પાલખી લઇ જવી હોય તો પણ ડાકુજ કામ આવે છે,

આટલી વાતો થઇ પણ મુળ વાત તો છુપીજ રહી. પણ પેલો જમીનદાર કોણ અને કયાંનો હતો, સંગીત શાસ્ત્રી બ્રાહ્મણ કોણ હતો? એ સઘળી વાતોનો પત્તો લાગ્યા સિવાય આ કેસમાં આગળ વધવાનું મુશ્કેલ હતું. મરીયમ એવા સ્વભાવની સ્ત્રી હતી કે, તેની પાસેથી તેની મરજી વિરૂદ્ધ કોઇ વાત કઢાવવી એ નકામું હતું. આવા વિચારો કરીને રામસિંહે મરીયમને પાછી હવાલતમાં બંધ કરાવી અને પોતે નવી તજવીજો શોધવા લાગ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## ભેદનું ખુલવું-બે ઝખમી ડાકુઓ.

એક અઠવાડીયું વિતી ગયું. રામસિંહ મરીયમ પાસે હમેશા જતો અને ન્હાના પ્રકારની મીઠી મીઠી વાતોથી તેને કાબુમાં લેવાના પ્રયત્નો કરતો પરંતુ મરિયમ અડગ અને દ્રઢ હતી. તેણીએ જે વાતો કહેવાને પ્રથમથીજ ઇનકાર કર્યો હતો, તે વાતોને છેવટ સુધી જીભ ઉપર લાવી નહીં. રામસિંહે ઘણા ઘણા પ્રયાસો કર્યા; પણ તે સઘળા વ્યર્થ ગયા. તેણે જેમ મીઠી વાતોથી મરીયમને મનાવી જોઇ, તેમ ધાક ધમકીથી પણ વાતો કઢાવવાની કોશીશ કરી. પણ મરીયમ પોતાની દ્રઢતા પરથી એક ડગલું પણ પાછળ ન હઠી.

આજે થાણાની ઓફીસ રૂમમાં બેસીને રામસિંહ વિચાર કરે છે કે, 'શું આબધી આટલી મહેનત બરબાદ જશે? સઘળા ઉપાયો અજમાવી ચુકયો પણ કાંઇ ફળ આવ્યું નહીં. તેણી જાણે છે. પરંતુ કોઇનું નામ કે ગામ બતાવતી નથી. તે સઘળું જાણ્યા સિવાય આગળ કેમ વધી શકાય? એ ચપરબંધી મીઠી વાતોથી પણ વશ આવતી નથી, તેમ ધમકીથી પણ ડરતી નથી. હવે શું કરવું?

રામસિંહ આવી રીતે વિચાર વમળમાં ગોથા ખાતો હતો, તેટલામાં ટપાલી આવ્યો અને તેણે ઘણાંક કાગળો ટેબલપર મુકયાં. રામસિંહ એક પછી એક સઘળા કાગળો ફોડીને વાંચી ગયો. છેલ્લો

કાગળ વાંચતા તેના ચ્હેરા પર કાંઇક આનંદના ચિન્હો પ્રગટી નીકળ્યા. આ કાગળ ડાયમંડ હારબરથી છુપી પોલીસના એક ઇન્સ્પેકટરે લખ્યો હતો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"વ્હાલા રામસિંહ!

વડા સાહેબના હુકમથી હું અહીંયા આવ્યો છું. બે અપરાધીઓ પકડાયા છે, બીજા પણ પકડાઇ જવાની ઉમેદ છે. પકડાયેલા બંને સખ્શોના હાથ તમારી પીસ્તોલની ગોળીઓથી નકામા થઇ ગયા છે. તેઓને કલકત્તાની કમ્બેલ હોસ્પીતલમાં મોકલી દીધા છે. ડાકટરોના અભિપ્રાય મુજબ બંનેના હાથ કાપી નાખવામાં આવશે. જો તમારે કાંઇ પુછપરછ કરવી હોય તો કમ્બેલ હોસ્પીટલમાં જઇને તેઓને મળશો, હું કામની બારફેરમાં રોકાયેલો છું.

કાગળ વાંચીને રામસિંહે પોતાનો ડ્રેસ પહેર્યો અને કમ્બેલ હોસ્પીટલની તરફ જવા ઉપડયો.

હજુ તે બંનેના હાથ કાપવામાં આવ્યા નહોતા—તજવીજ થઇ રહી હતી. રામસિંહ ત્યાં પહોંચ્યો અને પેલાઓને પુછ્યું. કે શું! "તમે ધારો છો કે તમારો પ્રાણ બચી જશે?

"એવો પ્રશ્ન કેમ કરો છો? તેમાંથી એકે પુછ્યું.

"તમારી આખી જીંદગી તમોએ બુરા કામોમાં પસાર કરી અત્યારે મોતની અણીપર આવી ચુકયા છો, તેવે વખતે પણ શું જુઠું બોલશો? તમારી સ્ત્રી, તમારા બાળકો કોઇ પણ તમારી સાથે આવશે નહીં ધન દોલત પણ સાથે નહીં આવે. એવી સ્થિતિમાં પણ શું જુઠું બોલશો?

"નહીં, જુઠું શું કામ બોલીએ? તમે કોણ છો?

"હું પોલીસ દરોગો છું. એક વાત તમોને પુછવા માંગુ છું

"જે પુછવું હોય તે ટુંકમાં પુછજો. વાત લંબાવવાથી તકલીફ થશે. વધારે બોલાતું પણ નથી.

"કેમ, શું બહુજ કષ્ટ થાય છે?

"હા, હાથ પાકી ગયા છે, આ શરીરમાં ઘણી ગોળીઓ ઘુસી અને નીકળી ગઇ, ઘણાં ઝખમો થયા અને રૂઝાઈ ગયા. પણ આ વખતે તો આ સ્થિતિએ પહોંચ્યા.

"તમારા એક મહાપાપને લીધે તમારી આ દુર્દશા થઇ છે.

"કયું પાપ?

"મરીયમને પકડી લાવ્યા છીએ, તે જાણો છો?

"કેમ ન જાણીએ? તેણીને છોડાવવા આવ્યા, તેથી તો આ દશા થઇ છે.

"તેણીએ સઘળી વાતો કહી આપી છે, સઘળો ભેદ ખોલી દીધો છે.

બંને ડાકુઓએ એક લાંબો નિશ્વાસ ખેંચ્યો; અને કહ્યું. શું સઘળાઓ પકડાઇ ગયા છે?

" પંદર સોળ માણસો પકડાયા છે, બીજાઓની તલાસમાં પોલીસ ધુમી રહી છે. સઘળા પાપનો ભંડો હવે ફુટી ગયો છે. તમે લોકોએ મહા પાપ કર્યું છે, તેને લીધે તમારૂં આ સર્વ નાશ થયું છે.

"તે કયું પાપ છે?

"તમે લોકો પેલા જમીનદારના સંગીત ઉસ્તાદની સ્ત્રીને કેદ પકડી છે અને તેને કષ્ટ આપી રહ્યા છો, તે શું મહાપાપ નથી? તમે સબળ થઇને એક અબળાને કષ્ટ આપો-રીબાવો તો તમારી આવી દશા ન થાય તો બીજી કેવી થાય?

બંને ડાકુઓનું હૃદય કંપી ઉઠયું, તેઓની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. એકે કહ્યું. "સરકાર, આપ સાચું કહો છો, તે સ્ત્રીના ફફડતા હૃદયની 'હાય'થીજ અમો આ દશાએ પહોંચ્યા છીએ.

"હજુ પણ તે મહાપાપને ધોઇ નાખવાની કોશીશ કરો. તેણીને છુટકારો અપાવવાની તદબીર કરો—મને બતાવો કે તે કયાં છે? તેમાંજ તમારૂં બહેતર છે.

"**મા ભવાનીના સોગંદ**, હું નથી જાણતો કે હમણાં તે કયાં છે? મૈમનસિંગના જંગલમાથી **મરીયમ અને જાદુ સરદાર** તેને લઇને કયાં રાખી આવ્યા તે અમે જાણુતા નથી, તેમ અમોએ જાણવાની કોશીશ પણ કરી નહોતી. હા, એટલું જાણુતા હતા કે તેણી હવે કોઇ જંગલમાં નહીં, પણ અહીં કલકત્તામાં છે કયી જગ્યાએ છે તે હમે જાણુતા નથી.

"તમે તે સ્ત્રીને કયા જમીનદારને ત્યાંથી લઇ આવ્યા હતા.

"બધું સાચું કહ્યું ત્યારે હવે જુઠું નહીં બોલીએ. તે રમણીને ......રાજમહેલની પાસેના એક નાના મકાનમાંથી લઇ આવ્યા હતા.

"તમે પણ એ કામમાં સામેલ હતાને?

"હા, હતા,

"મરીયમની જે બ્રાહ્મણ કુમાર સાથે દોસ્તી હતી. તેને તમે પીછાનતા હતા?

હા, તેણે તો અમારૂં સર્વનાશ કર્યું—આપને તો સઘળી ખબર મળી ગયેલી જણાય છે,

"હા, તેજ તો બાબુ બનીને કંડાખાલના મેદાનમાં રહેતો હતો અને ત્યાંજ માર્યો ગયો. કેમ ખરી વાતને.

"ત્યારે તો મરીયમે સઘળું કહી દીધું છે—તો પછી તેણે પેલી રમણી અને તેના પતિની વાત કેમ ન કહી ?

"તમે તે રમણીના પતિનું નામ જાણો છો ?

"નામ નથી જાણતા, તેની સ્ત્રીને ઉપાડી લાવ્યા પછી તેને ત્રણ ચાર વખત જોયો હતો.

"ક્યાં જોયો હતો ?

"કલકત્તામાં બેવાર, નોઆખાલીમાં એક વખત અને મૈમનસિંગમાં પણ એક બે વખત જોયો હતો.

"મૈમનસિંગમાં કયા સ્થળે જોયો હતો ?

"સદર બજારમાં.

"ત્યાં તે શું કરતો હતો ?

"અદાલતની પાસે ટહેલતો હતો.

"શું તે ત્યાં રહેતો હતો ?

"એ ખબર નહીં, તેમ એટલું જાણવાનો વખત પણ નહોતો.

"પેલા બ્રાહ્મકુમારના માર્યા જવા પછી, શું તમે સઘળાઓ ત્યાંથી નીકળી ગયા ?

"નહીં, કેટલાક નીકળી ગયા અને કેટલાક ત્યાં રહ્યા.

"તે બ્રાહ્મણનું કોણે ખૂન કર્યું ?

"મારી સમજ મુજબ તે રમણીના પતિએ અથવા તો તેના કોઈ માણસે ખુન કર્યું હશે. તે વખતે હું ત્યાં નહોતો, નહીં તો કેટલીક હકીકત મારા જાણવામાં આવત.

"તે બ્રાહ્મણને પેલી રમણીના પતિએ અથવા તેના કોઇ માણસેજ મારી નાંખ્યો એમ તમે શા ઉપરથી કહો છો ?

"એક દીવસે તેના પતિને મૈમનસિંગમાં જોયો હતો, તે ઉપરથી એવો શક ઉત્પન્ન થાય છે. ખરું ખોટું તો ઇશ્વર જાણે.

ડાકુઓના ઝખમમાં હવે સખ્ત પીડા થવા લાગી એટલે વાત અહીં થી અટકી પડી. રામસિંહે છેવટે કહ્યું. "તમે સઘળું સાચેસાચુ કહ્યું છે એમ હું વિશ્વાસથી માનું છું, તમોને તકલીફ ન થાય તેવ હું કોશીશ કરીશ.

એટલામાં ડાકટર સાહેબ આવ્યા, તેણે રામસિંહને કહ્યું. "જ્ય સુધી તે લોકોના હાથ કાપવામાં નથી આવ્યા, ત્યાં સુધી તેને બહુ તકલીફ રહેશે. હવે આપને બીજી કોઇ વાત પુછવાની હોયતો પુછી લે

"હવે એવી કાંઇ વાત રહી નથી, એમ કહીને રામસિંહ ત્યાંથી વિદાય થયો.

રામસિંહ થાણામાં આવીને મરિયમની પાસે ગયો, અને કહ્યું કે "તારા સઘળા સાથીઓ પકડાઇ ગયા છે. તે દીવસે બે જણા ઝખમી થયા હતા, તે પણ પકડાયા છે. તેના હાથમાં ગોળીઓ પેસી ગયેલી હોવાથી તેના હાથ કાપી નાખવા પડશે. તે બંનેને કમ્બેલ હોસ્પીટલમાં રાખવામાં આવ્યા છે,

"મેં તો પહેલેથીજ કહ્યું હતું કે. તે સઘળાઓ પકડાઇ જશે, તેઓ પકડાયા તેમાં મને કાંઇ નવાઇ નથી લાગતી,

"શું હજુ પણ તું તારા પ્રેમી બ્રાહ્મણકુમારનું ખરૂં નામ ઠેકાણું નહીં બતાવે ? તેમજ જેનો સ્ત્રીનું હરણ કરી લાવી તેનું ઠેકાણું પણ નહીં કહે ?

"નહિં.

"કારણ ?

"પહેલેથીજ કહી ચુકી છું કે, ફાંસીએ ચડાવો તો પણ કોઇનો નામ કે ગામ નહી બતાવું !

"તે સઘળું હું તો જાણી ચુકયો છું. **વીરનગરના** જમીનદારને ત્યાંથી તું તે સ્ત્રીને ઉપાડી લાવી હતી.

"તમે જાણો છો, તો પછી મને કેમ પુછો છો ?

"એક બાબત હજુ હું જાણી શકયો નથી. તુ સ્ત્રી છે, સ્ત્રીનું હૃદય પીછાણી શકે એમ છે, એટલેજ તને પુછું છું કે, તે પતી વિહરથી પિડાતી સ્ત્રી કયાં છે, તે બતાવી દે, હું તેણીને તેના પતિ પાસે મોકલી આપું,

"પ્રાણ જાય તો ભલે જાય, પણ આપ જે પુછો છો, તે કદી પણ નહી બતાવું; કારણ કે મેં પ્રથમ કહ્યું છે તેમ તેણે અમારા સ્થળ અને હકીકતો જાણી લીધી છે; છુટકારો મળતાં અમારો સઘળો ભેદ તે ખુલ્લો કરી નાંખે.

"પરંતુ સઘળા ડાકુઓ તો પકડાઇ ગયા છે. એકાદ બાકી હશે તે એ પકડાઇ જશે, જેટલા પકડાઇ ચુક્યા છે, તેટલાઓએ સાચેસાચી વાત ખુલ્લા મોડે પ્રગટ કરી દીધી છે,

"તે પ્રગટ કરે તો ભલે કરે, હું નથી કહેવાની,

"જે ઉપાયોથી તેઓ કબુલ કરવાને તૈયાર થયા, તે ઉપાય તારા માટે પણ લેવા પડશે,

"શું મારશો, તકલીફ દેશો ? હું તે સઘળું સહન કરવાને તૈયાર છું. એક બીજું પણ કારણ છે. જેના લીધે પ-તો પ્રાણ જતાં

પણ હું બતાવી શકીશ નહીં

"તેવું તે શું કારણ છે ?

"તેણી જ્યાં છે, તે એક સારા ગ્રહસ્થનું મકાન છે, આપ લોકો તે ગ્રહસ્થને પણ ડાકુઓમાં સામેલ ગણી કાઢો,

"એ કાંઇ એટલું અગત્યનું નથી, તેવો વિચાર કરવામાં તું ભુલે છે,

"અગત્યનું ન હોવા છતાં, સાધારણ રીતે એમજ થયા કરે છે,

"તો શું તું નહીં બતાવે ?

"જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તો નહીં.

"અમે તને બેહદ તકલીફ આપશું તને તડકામાં બેસાડીશું અને મરચાની ધુંવાડી દઇશું.

"તમારી મરજીમાં આવે તેમ કરો, હું સઘળું સહન કરવાને તૈયાર છું,

રામસિંહ હવે શું કરે ? કોઇ પણ પ્રયત્ન સફળ થયો નહીં એટલે મુરીયમ પાસેથી ચાલ્યો ગયો. તેણે વીચાર્યું કે, આ પ્રકારે હજુ થોડા દિવસ ભલે પસાર થાય. પણ હવે સર્વથી પહેલું કામ વીરનગરના રાજમહેલમાં જવાનું હાથ ધરવું જોઇએ. ત્યાં જવાથી ઘણો ખરો પત્તો મળી શકશે.

---

# પ્રકરણ ૧૫ મું.



## પત્તો મળ્યો, રામસિંહ ચક્કરમાં—એક નવીન સન્યાસી.

---

રામસિંહ વીરનગર સાંજને વખતે પહોંચી ગયો, ત્યાં જવા સાથેજ રાજમહેલ સંબંધમાં લોકો સાથે વાતચીત કરવા લાગ્યો, દરમ્યાન ત્રણ દીવસ પછી તે પેલા જમીનદારના પુત્રને—જેને પેલો બ્રાહ્મણ સંગીત શીખવતો હતો તેને મળ્યો. અને પોતાના આવવાનું કારણ જણાવીને કેટલીક વાત કરી. જમીનદારના પુત્રે કહ્યું. 'મેં તો અત્યાર સુધી એવી વાત સાંભળી નહોતી.

આથી રામસિંહને અજાયબી ઉપજી. તેણે પુછયું આપનો સંગીત શિક્ષક કોઇ બ્રાહ્મણ હતો ?

"હા, હતા. જમીનદારના પુત્રે ઉત્તર આપ્યો.
"હમણાં તે અહીં છે ?
"નહીં,
"ક્યાં ગએલા છે ?
"આજે કેટલાક મહીના થયા તે અહીંથી પોતાની સ્ત્રી સાથે ચાલ્યા ગયા છે.
"ક્યાં ચાલ્યા ગયા છે ?
"તેણે કહ્યું હતું કે દેશમાં જઇએ છીએ.
"તે ક્યાં રહે છે ?
"જેસોર જીલ્લામાં.
"જેશોર જીલ્લામાં ગામ કયું ?
"ગામનું નામ હું જાણતો હતો. પણ હમણાં યાદ આવતું નથી. હા, એટલું યાદ છે કે, તે ગામ માંકુરા સબ–ડિવીઝનમાં છે.
"આપના તે શિક્ષકનું નામ શું ?
"નલિનીકાન્ત ત્રિવેદી."
રામસિંહને હવે પેલી અંગુઠીની યાદ આવી, જે તેને મેમનસિંગવાળા જંગલમાંથી લાકડાના ઘરમાંથી મળી હતી. તે અંગુઠી પર N.K.T. ખોદેલું હતું, તે નલિનીકાન્તના નામ સુચક હતું, એમ રામસિંહ હવે સમજી ચુકયો. આ અંગુઠી તેની સ્ત્રીએ પહેરેલી હશે અને ભુલથી ત્યાં પડી ગઈ હશે એવું અનુમાન થયું.
"નલિનીબાબુની ઉમ્મર કેટલીક છે ? રામસિંહે પુછયું.
"આશરે ૩૦ વર્ષની"
"એક બીજી વાત. આપને ત્યાં કોઇ મૈથીલી બ્રાહ્મણ દ્વારપંડિત હતા
"હા હતા ખરા.
"હમણા તે છે ?
"નહીં.
"ક્યાં ગયા છે ?
"તે હું નથી જાણતો—કેમ, શું હકીકત છે ?
"કહું છું. તેની ઉમર કેટલી હતી ?
"હતી—આપ એમ કેમ કહો છો ? શું કાંઇ માઠો બનાવ બન્યો છે ?
"હા, તેમનું મૃત્યુ થઇ ગયું છે.
"ક્યારે !
"તે ઘણી કમકમાટ ભરી રીતે માર્યા ગયા છે,
"હેં ! તેને કોણે માર્યા ? શું કામ માર્યા ?

"આપના સંગીત ઉસ્તાદેજ તેનું ખુન કર્યું છે, એવી અફવા છે.

"તદ્દન જુઠું! મારો સંગીત શિક્ષક એવો માણુસ નથી. તે ઘણો શાન્ત અને નરમ સ્વભાવનો છે, તેના હાથે ખુન જેવું ભયંકર કામ થઇ શકેજ નહીં.

"રામસિંહે અહીંયાથી હવે કંઇ વિશેષ પત્તો નહીં મળે એમ ધારીને ચાલતી પકડી અને તેજ દીવસે ત્યાંથી રવાના થયો.

તે કલકત્તા આવીને એક દીવસ રોકાયો. બીજે દીવસે જેસોર જીલ્લાના માંડુરા સબ–ડિવીઝનની તરફ રવાના થયો, ત્યાં ગામે ગામ ફરવા લાગ્યો, અને લોકોને પુછતો કે, "મહાશય! નલિનીકાન્ત ત્રિવેદીનું મકાન ક્યાં આવ્યું?

આવી રીતે પુછપરછ કરતાં છેવટે માલુમ પડયું કે, સોનારપાડાના નવાબગંજમા નલિનીકાન્તનું મકાન આવેલું છે. રામસિંહ ત્યાં પહોંચ્યો; પણુ ત્યાં જતાં ખબર મળી કે, નલિનીકાન્ત કેટલાક મહિના થયા અહીં આવ્યો નથી, તેમજ તે ક્યાં છે તે પણુ કોઇના જાણુવામાં નથી. રામસિંહ નિરાશ થઇ કલકત્તા આવવા પાછો ટ્રેનમાં બેઠો.

તે ટ્રેનમાં બેઠા બેઠા વિચારવા લાગ્યો–"હવે એક નલિનીકાન્તની ઉપરજ આ મામલો અટકયો છે. તેનો પત્તો કયાં લગાડવો?

રામસિંહ જે ડબ્બામાં બેઠો હતો, તે ડબ્બામાં રામસિંહની બાજુના બેન્ચ પર ત્રણુ યુવાનો બેઠા બેઠા વાતો કરતા હતા. તેમાંથી એક બોલ્યો, "પેલું તમારૂં ગાયન તો સંભળાવો.

"કયું ગાયન? બીજાએ કહ્યું.

"પેલું નવું ગાયન.

"તે હજુ જરા બેસુરૂ થઇ જાય છે, નલિની પાસેથી એકજ વખત સાંભળ્યું છે, તાલ સુર બરાબર મેળવી શકયો નહી.

"કહો તો, નલિની બાબુ હમણા કયાં છે? ભાઇ, ખરૂં પુછો તો ગાવા બજાવવાની ખરી મજાહ તો તેઓજ લુંટે છે." ત્રીજાએ કહ્યું.

"ખરેખર! તેનું ઠેકાણું તો મને ખબર છે, પણ હવે તે કોઇ કામના રહ્યા નથી. તેણે તો સંન્યાસ લઈ લીધો છે.

"કેમ! પેલાએ અજબ થઇને પુછયું. "આ વૈરાગ્યનું કાંઇ કારણુ? તે રહે છે કયાં તું તે જાણે છે હરેન?

"હા, જાણું છું; પણ તે હવે ગાતા બજાવતા નથી. બીજો કે જેનું નામ હરેન હતું તેણે ઉત્તર આપ્યો.

"પણુ રહે છે કયાં? પહેલાએ પુછયું.

"કાલીઘાટ. હરેને જણાવ્યું. નકુલેશ્વરના મંદીર પાસેજ વખતો વખત મળે છે."

"તેઓ સાથે મારે વાતચીત થઇ હતી ? મેં તેઓને તે સન્યાસી કેમ થયા, ગાવા બજાવવાનું હવે હમેશને માટે કેમ તજી દીધું આમ બેચાર વખત પુછવાથી એક દીવસ તેમણે કહ્યું. નાહક આવા સવાલો પુછી મને હેરાન ન કરો. પછીથી મેં પુછવાનું છોડી દીધું છે.

અત્યાર સુધી બાજુના બેન્ચપર બેઠેલા રામસિંહે સઘળી વાત સાંભળ્યા કરી. તે હવે નજીકમાં આવી વચ્ચે પુરાઇને બોલ્યો. આપ લોકો શું તેજ નલિનીબાબુની વાત કરો છો—જે વીરનગરના રાજ મહેલમાં કેટલાક દીવસ રહ્યા હતા? ખરેખર તેઓ ગાવા બજાવવામાં બડા પ્રવિણ છે.

"હા. શું આપ તેને પિછાણો છો ?

રામસિંહ આ વખતે એક સાધારણ ગૃહસ્થના પોશાકમાં હતો તેણે કહ્યું. "હું તેમને સારી પેઠે પિછાણું છું. પછી હરેન તરફ ફરીને પુછ્યું શું, તમે તેને નકુલેશ્વરના મંદિર પાસે હમેશા જુઓ છો?

"હા, લગભગ હમેશજ.

"સાંભળો મહાશય! મારે તેની સાથે કદી અંગત મુલાકાત થઇ નથી, તેમ તેમની સાથે મને કાંઇ સગપણ સંબંધ નથી પણ તેની ઘણીખરી હકીકત હું જાણું છું. હું કલકત્તાના એક વેપારીને ત્યાં નોકર છું, મારો ન્હાનો ભાઇ તેમનો સંગીત શિષ્ય છે. તે વીરનગરના રાજમહેલમાં નોકર હતો. નલિની બાબુ પણ ત્યાંજ હતા. એક નજીવા બનાવને લીધે તે પોતાની સ્ત્રીને તજીને સન્યાસી થઇ ગયા છે. તમે જો તેની સાથે મને મુલાકાત કરાવી આપો તો તેમને પાછા સમજાવીને સંસારી બનાવી દઉં.

"એવો તે શું બનાવ બન્યો, કહો તો? હરેને પુછ્યું.

"તેની સાથે મુલાકાત કરાવી આપો એટલે સઘળી વાત પ્રગટ થઇ જશે. વળી તેની સ્ત્રી પર પણ તમારો મોટો ઉપકાર થશે. તેમજ જો મારી વાત પર વિશ્વાસ ન હોય તો જુઓ આ તેમની અંગુઠી કે જેની પર તેમનું નામ પણ કોતરેલું છે. મેં તેમને કદી આંખોથી જોયા નથી, પણ તેમના કુટુમ્બ સાથે મારે ઘણો સંબંધ છે.

રામસિંહે અંગુઠી દેખાડી, તે જોઇને હરેન બોલ્યો. "અરે બિપીનબાબુ! આ અંગુઠી તો તમોએ ઉસ્તાદજીને ભેટ કરેલી તે. જુઓને તેના પર N. K. T. કોતરેલું છે.

ત્રણે જણાએ અંગુઠીને વારા ફરતી જોઇ. છેવટે હરેન રામસિંહના હાથમાં અંગુઠી પાછી મુકતા બોલ્યો. "મારું મકાન ભવાનીપુરમાં છે. જો આજે આપ ત્યાં મારી સાથે આવો તો કાલે

આપણે સાથે જઇને તેની તલાશ કરીએ.

રામસિંહને તો એટલુંજ જોઇતું હતું, તેણે તુરત ભવાનીપુર જવાનો સ્વીકાર કર્યો. જેને શોધવા માટે તે ગામે ગામ ફર્યો જેનાં વગર આખો મુકદમો લટકી રહ્યો છે, તેના થોડો ઘણો પત્તો આમ અનાયાસે મળતા તે ભવાનીપુર તો શું, પણ કોઈ વિકાળ પ્રાણીઓથી વસાયેલા વનમાં જવાને પણ તૈયાર હતો.

સાંજના સાત કલાકે ટ્રેન સિયાલ્દાહ સ્ટેશને પહોંચી. રામસિંહ અને હરેન ઉતરીને ભવાનીપુરની તરફ ચાલ્યા.

એક નવીન સન્યાસી સ્નાન કરીને નકુલેશ્વરને પ્રણામ કરી રહ્યો હતો. હરેને આંગળીથી દેખાડીને રામસિંહને કહ્યું. "જુઓ મહાશય પેલાજ નલિનીકાન્ત છે. જે નકુલેશ્વરને પ્રણામ કરી રહ્યા છે.

રામસિંહ ઝડપથી તેની પાસે દોડી ગયો અને બોલ્યો. નલિનીબાબુ

નલિનીબાબુએ પાછળ ફરીને જોયું તો, હરેન્દ્રનાથ અને એક અજાણ્યો ગૃહસ્થ તેની પાસે આવીને ઉભા છે.

નલિનીબાબુ કાંઇક કંટાળાથી બોલ્યો. કેમ મહાશય! આપ શું ઇચ્છો છો ? પછી હરેન તરફ જોઇને કહ્યું હરેન ! તમે મને વખતો વખત કેમ હેરાન કરો છો ?

"આપને મારી સાથે કલકતા આવવું પડશે. રામસિંહે કહ્યું.

"કેમ શા માટે ?

"આપની પર ખુનનો આરોપ છે.

"હેં શું ખુન ! ખુન કેવું ?

"મૈમનસિંગ જીલ્લાના કેંડાખાલવાળું ખુન.

નલિનીકાન્તનો ચહેરો ઉતરી ગયો. હરેન્દ્રનાથ આ સઘળું સાંભળીને હરણફાળ થઇ ગયો. તે ગભરાઇને બોલ્યો હાય આ શું ? તમે શું પોલીસ છો ? શું મેં ઉસ્તાદજીને હાથે કરી પકડાવી દીધા !

રામસિંહે ખીસ્સામાંથી અંગુઠી બહાર કાઢીને કહ્યું. આ જુઓ, ખુન કરતી વેળાએ આ અંગુઠી તમો ત્યાં છોડી આવ્યા હતા. આ આપનીજ અંગુઠી છે. સાબેતી મોજુદ છે. હરેન્દ્રનાથના મિત્ર બિપીન બાબુએ તમોને ભેટ આપી હતી.

નલિનીકાંન્તના આશ્ચર્ય અને દુખનો પારજ નહીં. તેની આંખે અંધારા આવવા લાગ્યા. તે ધભરાટમાં માત્ર એટલુંજ બોલ્યો કે, આ અંગુઠી આપને કયાંથી મળી ?

અને પછી મોટેથી રડવા લાગ્યો. તેજ વખતે તેને ગાડીમાં ચડાવી રામસિંહ તેને કલકતા લઇ ગયો. હરેન પશ્ચાતાપ કરતો ઘેર ગયો,

# પ્રકરણ ૧૬ મું.

## ખુનપર ખુનનો ખુલાશો.
## બે ખુનીઓની ગીરફતારી અને ઇકરાર.

નલિનીકાન્તને થાણામાં લાવીને રામસિંહે તેને સઘળી રામ કહાણી કહી સંભળાવી. તે સાથે તેને તેમની સ્ત્રી હૈયાત હોવાની તથા તેનું પતિવ્રત અખંડ રહેવાની વાત પણ કહી. છેવટે રામસિંહે કહ્યું " ખરેખરૂં કહો, કે ડાખાલના મેદાનમાં પેલા પંડિતનું ખુન તમે કર્યું છે કે નહીં ? તમે જે આવેશ અને કારણથી આ કાર્ય કર્યું છે, તેનો વિચાર ન્યાયની દયાળુ અદાલતમાં જરૂર થશે; એટલુંજ નહીં પણ બનવા જોગ છે કે, આપને માફી પણ બક્ષવામાં આવે. આપ સઘળું કહો સત્યથી ન ડગો.

નલિની બાબુએ કહ્યું. મહાશય ! જીંદગીની રોશની બુઝાઈ ગઈ છે, અર્થાત જીંદગીની લહેઝત મારે માટે રહી નથી. હવે જુઠું બોલવાથી શું લાભ થવાનો હતો ? આપે મારી સ્ત્રી સબંધીમાં જે કાંઇ કહ્યું. મારૂં પણ તેવુંજ અનુમાન હતું. હું ખાત્રીથી માનું છું કે મારી સ્ત્રી કદી પણ ભ્રષ્ટ ન થાય. તેને મળવાની મને આશા નથી, "મોતની કેડ પર બેઠો છું- હવે જુઠું કેમ બોલીશ ?

આપ સઘળી ખરેખરી વાત કહી દો, હું આપની સ્ત્રીને આપની સાથે મેળવી દઇ શકું તેમ છું.'

તે દિવસે રાતરે દુષ્ટ ડાકુઓ મારી સ્ત્રીને જે ક્રુરતાની સાથે લઇ ગયા, તે વાત હું કોઇને કરી શકયો નહીં. મારા સંગીતના શાગીર્દ જમીનદાર પુત્રને પણ મેં તે સંબંધમાં કંઇ કહ્યું નહીં. માત્ર એટલુંજ કહેવરાવી મોકલ્યું કે, ચોકસ જરૂરી કામને લીધે હું મારા વતનમાં જાઉં છું. વીરનગરને છોડયું અને પછીથી એક દીવાનાની માફક ઠાવે ત્યાં ભટકવા લાગ્યો. એક દીવસે હું જાનબજારમાં અમસ્થો ભટકતો ફરતો હતો તેવામાં મેં વીરનગરના દારપંડિત કમળેશ્વર પાઠકને એક મકાનની અંદર દાખલ થતાં મેં જોયો કમળેશ્વરે મને જોયો નહિં મારા મનમાં સંદેહ થયો. જે મકાનમાં કમળેશ્વર, બેઠો, ત્યાં જઇ મેં ખબર કહાડી તો જણાયું કે, દાર પંડિત રાજા બન્યો છે ! આથી મારો સંદેહ ઓર વધ્યો. છેવટે એક દિવસે

જોયું કે, કમળેશ્વર ઘોડાગાડીમાં બેસીને ક્યાંય જતો હતો. હું પણ એક ગાડીમાં બેસી તેની પાછળ પાછળ ચાલ્યો, કમળેશ્વરની ગાડી કાલુતોલામાં એક મકાનની સામે ઉભી રહી. આ વખતે રાતના બાર વાગી ચુક્યા હતા. સામેના મકાનમાંથી એક સ્ત્રી આવી અને કમળેશ્વરની ગાડીમાં ચડી બેઠી, ગાડી ત્યાંથી ચાલી, મેં પણ પીછો પકડ્યો. તેની ગાડી એક ગલીની બહાર ઉભી રહી, હું પણ થોડે દુર ગાડીપરથી ઉતરી પડયો. તે બંને પણ ગાડીપરથી ઉતરી પડયા. અને કાંઇક વાતો કરતાં ચાલવા લાગ્યા. હું તેઓની પાછળ એવી રીતે ચાલ્યો કે તેને મારા માટે જરા પણ સંદેહ ઉપજે નહીં. મેં તે બંને વચ્ચે નીચે પ્રમાણે વાતો થતી સાંભળી.

પેલી સ્ત્રીએ કમળેશ્વરને કહ્યું. તમે પ્રતિજ્ઞા પર કહો કે પ્રાણ જતાં પણ આ વાત કોઇને ન કહું. હું તમોને પ્રેમથી ચાહું છું, મારી ચિન્તા ન કરો.

કમળેશ્વરે ઉત્તર આપ્યો. હું પ્રતિજ્ઞા કરૂં છું કે, પ્રાણ જાય તો જાય, પણ એ વાત કોઇને નહીં કહું. હવે કહે આ વખતે પેલી રમણી ક્યાં છે ?

કલકતામાં તેની સાથે મુલાકાત થઈ શકશે નહી. પેલી સ્ત્રીએ કહ્યું. છુપી પોલીસના માણસો અમારી ગંધ સુંગતાં ગલીએ ગલી ધુમી રહ્યા છે. તેણી સહજમાં કાબુમાં આવે તેવી નથી, સખ્ત મહેનત કરવી પડશે.

ત્યારે હવે જલદી કર, હું અધિર થઈ ગયો છું. કમળેશ્વરે કહ્યું.

આ વાતો સાંભળી મારા શરીરનું લોહી ઉછળી ગયું, મગજ ગરમ આગ જેવો થઇ ગયો. તે પાપી અને પેલી તેની સાથેની સ્ત્રી પાછા જલદીથી ગાડીમાં ચડી બેઠા. હું પણ મારી ગાડીમાં બેસવા ચાલ્યો, પણ જોયું તો ગાડીવાન વગર પુછે ચાલ્યો ગયો હતો. શરીર થાકી ગયું હતું, એટલી શકિત ન હતી કે હું તેની ગાડી પાછળ પેદલ ચાલતો જાઉં. એટલે ત્યાંજ એક જગ્યા પર લેટી ગયો. રાત કોણ જાણે કયારે વીતી ગઇ. આંખો ખોલીને જોયું તો રાત્રીનો અંધકાર દુર થઇ સહવારનું ઉજરહું થયું હતું.

સહવારમાં ઉઠીને જાનબજારમાં ગયો. ત્યાં તપાસ કરતાં જણાયું કે, રાજા સાહેબ ( કમળેશ્વર ) થોડો વખત અહીં રોકાઈ ચાલ્યા ગયા છે. તે પછી પત્તો લગાવતાં લગાવતાં માલમ પડયું કે તે ચંડાળ મેમનસિંગ ગયો છે. હું પણ કિનાની આગથી બળતો

ત્યાં પહોંચ્યો. મૈમનસિંગમાં ગુરૂબાબુનું એક મકાન ભાડે લીધું અને તેમાં રહેવા લાગ્યો. કમળેશ્વર કેડાંબાલના મેદાનમાં છાવણી નાખી અમારી ઠાઠમાં રહેતો હતો. હું ત્યાં ગુપ્ત વેશમાં આવજા કરવા લાગ્યો અને ધીમે ધીમે તેના નોકરો સાથે મેં મિત્રતા કરી દીધી. તે પછી એક દિવસ લાગ જોઈ તે ચંડાળ કમળેશ્વરનું મેં ખુન કરી નાંખ્યું અને કિનાની આગને બુઝાવી દીધી. આ પ્રમાણે વેરની વસુલાત લીધા પછી ગુરૂબાબુના મકાન ભાડાનો હિસાબ ચુકતો કરીને હું અહિં ચાલ્યો આવ્યો, અને સન્યાસાશ્રમમાં રહેવા લાગ્યો.

રામસિંહ જે અત્યાર સુધી ચુપ બેઠો વાત સાંભળી રહ્યા હતો, તે બોલ્યો "ગુરૂબાબુના મકાનમાં તમે તમારૂં અસલ નામ બદલીને રહ્યા હતા ખરૂં ? હું ભુલતો ન હોઉં તો તમોએ ધારણ કરેલું નામ માણેકલાલ હતું.

" હા, અને તેનું કારણ ખુલ્લુંજ છે.

" કમળેશ્વરનું ખુન કરવા પછી તમારી સ્ત્રી વિશે કંઈ પ-તો મળ્યો હતો ? રામસિંહે પુછ્યું.

" નહીં, જો કે પ્રથમ તો હું એમજ સમજ્યો હતો કે, તે ચંડાળને ત્યાંથીજ મ્હારી સ્ત્રી મને મળશે, પણ તેમ થયું નહીં.

" રામસિંહ અને નલિનીકાન્ત વચ્ચે આ પ્રમાણે વાતો ચાલી રહી છે, તેટલામાં ચાર કોન્સટેબલો એક હાથકડી પહેરાવેલા ડાકુને પકડીને રામસિંહ સામે આવી ઉભા.

પુછવાથી જણાયું કે, આ ડાકુને ડાયમંડ હારબરથી અહીં મોકલવામાં આવ્યો છે. રામસિંહના મનમાં આશા થઇ કે, તેની પાસેથી મૈમનસિંગવાળા બનાવની ઘણી વાતો જાણવામાં આવશે.

પેલા બંધીવાન ડાકુની નજર નલિનીકાન્ત પર પડતાંજ તે બોલી ઉઠયો:-"આપ ખુબ બચી ગયા છો. મારા હાથે આપનું મોત લખેલું નહીં, તેથીજ આપ બચી ગયા.

" કેમ ! શું વાત છે ? રામસિંહે અજબ થઇ આતુરતાથી પુછ્યું.

" સઘળી વાતો મેં કબુલ કરી છે, હવે આ વાત કરવાનો ઇનકાર નહીં કરૂ. ? સાંભળો, એક દીવસે અમારી મંડળીના એક માણસે આ બાબુને મૈમનસિંગમાં જોઈ લીધા. તેણે આવીને અમોને ખબર આપી. અમારા સરદારે હુકમ કર્યો કે, તેને જ્યાં જુઓ ત્યાં ઠાર કરો. તેમને મારી નાંખવાનું કામ મને સોંપવામાં આવ્યું.

હું એક દીવસે તેના મેમનસિંગના મકાનપર ગયો, પણ તેના સારા નસીબે તે ત્યાં હતા નહીં. તે જે ઓરડામાં સુતા હતા, તે ઓરડા માં તે દીવસે રૂપચંદ દારોગો સુતો હતો, પણ મેં ભુલથી નલિની બાબુ સમજીને તેની પર ઘા કર્યો. તેના મરવા પછી મને જણાયું કે, મેં નલિની બાબુનું નહીં, પણ રૂપચંદ દારોગાનું ખુન કરી નાખ્યું છે.

રામસિંહ મનમાં ઘણો ખુશી થયો. કેમકે આવી અણધારી અને વગર માગેલી રીતે મેમનસિંગના દારોગાના ખુનીનો પતો પણ મળી ગયો. ખુનપર ખુનનો ખુલાસો થયો.

# પ્રકરણ ૧૭ મું.

## રમણીનો પતો. ડાકુઓને સજા. પતિ પત્નિનો મેળાપ.

સાંજ પડવા પછી થોડી વારે એક દરવાને આવીને રામસિંહ વાળી પોલીસ ચોકીપર ખબર આપી કે " મારા શેઠનું ખુન થઇ ગયું છે. ખુની ગુમ થયો છે. જો આપને તેની છેલ્લી જબાની લખી લેવી હોય તો જલદી ચાલો, હજુ તેમાં થોડો જીવ બાકી છે.

રામસિંહ પેલા ડાકુ તથા નલિનીબાબુને હવાલતમાં મોકલીને દરવાનની સાથે ગયો.

દરવાનનાં શેઠનું નામ લલીતચંદ્ર હતું. પુછવાથી જણાયું કે લલીતબાબુ સાંજના ફરવાને માટે બાગની તરફ ગયા હતા, ત્યાંથી સખ્ત ઘાયલ સ્થિતિમાં પાછા આવ્યા છે.

"આવી ઘાતકી રીતે આપને કોણે માર્યા છે? રામસિંહે લલીત-બાબુ પાસે જઇને ધીમેથી પુછ્યું.

લલીતબાબુએ કાંઇપણ જવાબ ન આપ્યો. એક વખત તેણે આ કાશ તરફ જોયું અને પાછી આંખો બંધ કરી લીધી. રામસિંહે તેને હોસ્પીટલમાં મોકલી આપ્યા અને પોતે તેમના બાગની તરફ ગયો.

બાગમાં જઇને તે તપાસ કરવા લાગ્યો. એકાએક કોટડીમાંથી કોઇનો રોવાનો અવાજ સભળાયો. રામસિંહ અંદર ગયો—જોયું તો એક સ્ત્રી લોહીથી ખરડાયેલી પડી પડી રોવે છે, રામસિંહે તેને તુરત

ઓળખી લીધી. તે કોણ હતી ? પોતાની બંસીથી મનુષ્ય માત્રને નચાવનાર; સરસ્વતી રૂપ રમણી હતી! મૈમનસિંગના જંગલમાં તેને જોયા પછી તે સતીનો ચહેરો રામસિંહની આંખો પાસે તરવરતો હતો.

રામસિંહની છાતી ફાટવા લાગી. તે મજબુત મન કરીને બોલ્યો. "અરે તું અહિં કયાંથી?

રમણીએ પણ રામસિંહને પિછાણી લીધો. તે ચીસ પાડીને બોલી "નસીબદેવીના ચમત્કારથી કોણ જાણે કયાં કયાં રહી આવી, પણ હજુ સુધી છુટકારો થયો નહીં. હું મરી જતે તો કેવું સારૂં થતે ? હાય, મારા સ્વામીના પણ દર્શન ન થયા!

"આજે તું તેમનું દર્શન કરીશ; અહીંયાની હકીકત મને કહે. રામસિંહે ધીરજ આપીને કહ્યું.

"પેલી મરિયમે મને જંગલમાથી લાવીને આ બાગના માલિક પાસે રાખી. તેણે મને ભ્રષ્ટ કરવાને માટે સેંકડો ઉપાય અજમાવ્યા, માર પીટ કરી અને છેલ્લે વિનંતિ અને કાલાવાલા પણ કર્યા, પણ જ્યારે હું મારા વ્રતથી નહીં ડગી ત્યારે તેણે મને મારી નાખવાનો ઇરાદો કર્યો, અને તે પાર પાડવા માટે તે હાથમાં ખંજર સાથે શરાબ પી, મતવાલો થઇને અહીં આવ્યો. પણ મારામાં કોણ જાણે કયાંથી કૌવત આવ્યું !-મેં તેના હાથ માંહેનું ખંજર ઝુંટવી લઇ તેની પર ચલાવ્યું–મેંજ તેનું હૃદય ખંજર વડે ચીરી નાંખ્યું છે.

રામસિંહે બાગના માળી તથા દરવાન વિગેરેની જબાનીઓ લખી લીધી અને પછી રમણીને લઇને થાણામાં આવ્યો. ત્યાં પતિવ્રતા રમણીએ પોતાના વ્હાલાને–આંખોના તારાને મનભરીને જોયો, અને પતિએ પણ પોતાની પ્યારીને જોઇ નયન તૃષ્ણાને તૃપ્ત કરી લીધી.

ડાયમંડ હારબર અને બરદાર બાગાન તરફ જે પોલીસ ફોજ ગઇ હતી, તે આશરે ૪૦ શખ્શોને પકડી લાવી.

મરીયમ, તેના સાથીઓ, નલિનીબાબુ અને તેની સાહસી પત્નિ; એ સઘળાને હોબહાઉસની અદાલતમાં ઉભા કરવામાં આવ્યા.

અદાલત સન્મુખ મરીયમે કહ્યું, મેં અનેક પાપ કર્યાં છે. અસંખ્યોને લુંટયા છે અને ઘણાકોને માર્યા છે, હવે માત્ર સરકાર જે સજા કરે તેનેજ માથે ચડાવવી બાકીજ છે.

અદાલતે ચુકાદામાં મરીયમને જન્મપર્યંત કાળા પાણીની સજા ફરમાવી. નલિનીબાબુને દશ વર્ષ સુધી કાળા પાણીએ મોકલવાનું ઠરાવ્યું મરીયમના સાથી ડાકુઓમાંથી કેટલાકને જેલની કેટલાકને કાળાપાણીની અને કેટલાકને ફાંસીની સજા કરવામાં આવી. નલિનીકાન્તની સ્ત્રીને

અદાલતે યોગ્ય પ્રસંશા સાથે નિર્દોષ ઠરાવી છોડી મુકી.

અદાલતના ચુકાદા અનુસાર સઘળા અપરાધીઓને પોત પોતાની સજા ભોગવવા માટે મોકલી આપવામાં આવ્યા, લલીતબાબુ ત્રણ દીવસ હોસ્પીટલમા રહ્યો. ચોથે દીવસે તે મરણ પામ્યો.



# પ્રકરણ ૧૮ મું.



## છુટકારો, પતિ, પત્નનો મેળાપ—મહેનતનું ઇનામ, બંસીનો મધુર સુર.

રમણી તો નીર્દોષ થઇને છુટી પણ પતિને સજા થવાથી તેના દુઃખનો પાર રહ્યો નહીં. પતિ વિયોગની પીડા તો તેણીની ઉપર જેવીને તેવીજ રહી. તે રાત દીવસ કલ્પાંત કરતી હતી. રામસિંહ તેનું પ્રબળ પતિવ્રત જોઇને મનમાં ને મનમાં તેની પુજા કરતો હતો. વખતો વખત તેને ત્યાં જતો અને કુશળ સમાચાર પુછતો હતો; પણ તેણે રમણીને કોઇ પણ દીવસે આનંદમાં જોઇ નહીં, છેવટે તેણે નલિનીકાન્તને છુટકારો અપાવવા માટે ના૦ ગવર્નર જનરલની સરકાર પર એક અરજી કરી અને તે કાર્ય પાછળ પોતે જીવ જાનથી મહેનત કરવા લાગ્યો.

અંતે રામસિંહની મહેનત સફળ થઇ. નામદાર ગવર્નર જનરલની દયાળુ સરકારે એ તરફ માયાળુ ધ્યાન આપીને નલિનીકાન્તને હમેશને માટે મુક્ત કરી દીધો.

જે દીવસે રમણીએ—બંસી વાદિની સરસ્વતીએ આ આનંદજનક સમાચાર સાંભળ્યા હશે. તે દીવસ અવશ્ય તેની જીંદગીનો સર્વેથી પહેલો અને સર્વથી શ્રેષ્ઠ તહેવાર થઇ પડયો હશે, એમ કહેવાની શું જરૂર છે?

નલિનીકાન્ત છુટી આવ્યા પછી ફરીથી એક દીવસે રામસિંહ આ પ્રેમાળ દમ્પતિના મકાન પર ગયો. આગલી પાછલી કેટલીક વાતો થવા પછી રામસિંહ બોલ્યોઃ "બ્હેન રમણી! તે દુઃખી દીવસો તો હવે દુર થયા છે. પરંતુ તારી બંસીનો નાદ મારા કાનમાંથી દુર થયો નથી. અહીં રામસિંહે હસીને ઉમેર્યું:—"આજે હું રીવાજથી

ઉલટી રીતે મારી મહેનતનું બહેન પાસેથી ઇનામ મેળવવા આવ્યો છુ, અને તે ઇનામ બીજું કાંઇજ નહી, પણ તારી બંસીનો મધુર સુર !

રમણી પ્રથમ તો શરમાઇ ગઇ, પણ નલિનીકાન્તનો ઇસારો થતાં બંસી ઉચકી—માનો કે વિણાવાદિની મયુરવાહિની દેવી સરસ્વતી સામે તે હરીફાઇ કરવા લાગી. રામસિંહ બંસીના મધુર સ્વર પર મણીધરની માફક ડોલવા લાગ્યો. મૈમનસિંગના જંગલની અરધી રાતની અધુરી રહેલી લ્હાણને રામસિંહ આજે આનંદ સાથે મન ભરીને મેળવી શક્યો.

રામસિંહની અદભુત ચાલાકી અને અથાગ હિંમતની કદર થયા વગર રહી નહીં. સરકાર તેના આ કાર્યથી ઘણી પ્રસન્ન થઇ, અને તેને તેના પોલીસ વિભાગના વડા તરીકેના ઓદ્ધાની નવાજેસ કરી. માંઝી, નજીમુલ્લાહ અને ભંજનની પણ યોગ્ય કદર કરવામાં આવી. પ્રજામાં રામસિંહનું નામ ખુબ વખણાયું અને પ્રસિદ્ધતાને પામ્યું બંગાળની સમગ્ર પ્રજા વરસો સુધી આ **મોહીની ઉર્ફે મરીયમ,** અથવા ડાકૂની **દીકરી**ના કેશને વરસો સુધી યાદ કરતી રહી.

**સમાપ્ત.**

# બહાર ગામના ગ્રાહકોને ભલામણ

નોવેલ, વાર્તા, નાટક, વૈદક, જાદુ- હુન્નર વિગેરે
વિગેરે, વીષયોનાં પુસ્તકો ખરીદવા માટે,
બીજી જગ્યાએથી મંગાવ્યા પહેલા એક
વખત નીચેને શરનામે જરૂર પુછો,
બીજી જગ્યા કરતા આમની
કીમતની ખાત્રી થયા બાદ
ઓર્ડર મોકલજો ! પણ
પહેલાં પુછપરછ
કરો.

જવાબ માટે રીપ્લાઈ કાર્ડ અથવા પોસ્ટ ટીકીટ
બીડવી એમને એમ જવાબ
મળશે નહિ

લી.—

**એમ. ચુનીલાલ મગનલાલ બુકસેલર.**
લીમડાચોક-સુરત.

સુરત—લીમડાચોકમાં આવેલા "સુંદર" પ્રીન્ટીંગ પ્રેસ
વીઠલદાસ ગોકળભાઈએ છાપી.